# પેરેબોલુ પંચી.

અંગ્રેજી ઉપરથી ભાષાંતર



કર્તા.

જીજીભાઈ ખરશેદજી કાપડયા.

મુંબઈ.

૧૮૮૫

કીંમત ચાર આના.

૨૩૨૦

# પેટબોલુ પંચી



## પ્રકરણ ૧ લું.

વેલનતાઇનનો જન્મ, તેની કેળવણી, તેના માબાપ, તેના બાંપનું કવપ્તનું મરણ.

---

ઇગલાંડ મધે સફક પ્રાંતમાહેલા એક પ્રાચીન અને વસતીવાલાં શેહેરમાં જોનાથન વોક્ષ નામે એક ચાલાક પંડીત રહેતો હતો તે પંડીત ઝડપથી એક સારી પુજી એકઠી કરવા દરેક ચીજમાં હાથ ઘાલતો, પણ તે કમ નસીબે કશામા ફાવી શકતો નહતો; કારણકે તે એક કામની પછવાડે જાઝો વાર ખાંતીથી વલગી રહેતો ન હતો.

જ્યારે તે ૨૫) વરસની વએ પોહોંચ્યો ત્યારે મીસ પેનીલોપ લાંગ નાંમની એક જુવાન નાર ઉપર તેની મોહોબત દોડી. તે સ્ત્રીનો કાકો એટલો માતબર હતો કે ગોયા પઇસાની તેને ત્યાં ટંકસાલ ચાલતી હતી. એ કાકા કાકી શીવાએ મીસ પેનીલોપનું બીજું કોઇ સગું નહતુ. તેણીની એ તમામ હકીકતની ખબર જોનાથનને પડી હતી; તેથી તે મીસ પેનીલોપને હાથ કરી રાખવાને તેના જીગરમાં કાલજી ઉતપન થઇ; સબબ તે એવું સમજતો હતો કે અગર તેથી એક તવંગર નહીં થાય તોપણ તેણીના કુટુંબમાં દોલત એટલી હતી કે મોડે વેહેલે તે દોલત તેનીજ થવાની.

એવા વીચારથી જોનાથન આસ્તે આસ્તે મીસ પેનીલોપ સાથ વાત ચીતનો

વેહેવાર ચલાવવા લાગો. પેહેલવેહેલે હવા ઊપર વાત ચાલી, અને તે પછી સેંત જેમ્સના દેવલના પાદરીની શુભાપાન કરવાની ટેપ ઉપર ગપા મારયા કે જે બાબદમા બંધે ખબરદાર હોવાથી ઘણો લાંબો વખત નીકલી ગયો, અને સેવતે જયારે બંધેને જુદાં પડવાનો વખત આવી પોહોંચ્યો ત્યારે તેઓ દહાપણ વાપરી છુટાં પડયાં. બીજી સાંહાંજરે ઠેડાવ પ્રમાંણે બંધે પાછાં મલ્યાં, એટલે જોનાધને પાછી કાંઈ ગોફતેગો ચાલુ કીધી અને એ રવેશે ઉલતથી તે કામ તેણે લગભગ ૧૫) વરસાવેર ચાલુ રાખ્યું; અને એમ એટલી લાંબી મુદતવેર ઢીલ કરવાનો સબબ એ હતો કે જોનાધન એક બનાવની રાહા જોતો હતો કે જે બનવાથી બંધે પછવાડેથી સુખ જોય. આકેબત છેક ૧૫

વરશ જેવી લાંબી મુદતે તેની ઉમેદ બર આવી ઇઆનેપેનીલોપે પોતે તેમના લગનની વાત છેડી કે જેથી તેણીના કાકા કાકીની હજુર સેતાબીથી તેમના નેકાહ બંધાયા; અને બાર મહીનાની સેવેતે તેમને એક પુતર અવતરીઓ કે જે ઉપર જોનાધન અતીશય મોહોબત કરતો હતો.

પઇસા તકાની બાબદમાં જોનાધન ઠીક નીવડયો નહી; તેનું કારણ આગલ કહયું તેમ એક કામ પાછલ બરાબર વલગી રહી પાર પાડવાનું તે સમજતો ન હતો; એટલુંજ નહી પણ તે સુરબાઇથી નાની રકમના પઇસાને કુછ બીસાદમાં ગણતો નહતો. ૨૦૦) રૂપીઆ જેવી રકમની તે કાંઇ દરકાર કરતો નહીં. એવી રકમ તો પાછી લેવાની કાંઈ પણ આશા વગર બેધડક લોકોને વગર રસીત

ને ઉછીકી આપતો. આ રીતથી તે હમેશ ગરીબી હાલતમાં રહેતો. જેમ વધારે પઇસા તેના હાથમાં આવતા તેમ વધારે તે ખરચ કરતો અને અજાણતાં એમ કરવાથી તે રજમાં ને કરજમાં ડુબેલો રહેતો.

હવે જયારે જોહન કાકાએ તેનામાં એ રવેશની ખરાબ ખાસીઅત જોઇ ત્યારે એવી કઢંગી ટેવ સુધારવાના અગત્યપણા વીશે તેને સમજાવ્યો, અને ખચીત તેના કહેવાથી જોનાથન ઉપર મારી અસર થઇ. તે વખત પછી કોઇને પણ તે એક પાવલી કે અરધો પણ ધીરતો ન હતો; ઇઆ કોઇની હુંડીઓ સ્વીકારતો ન હતો. પણ એ રવેશનો સુધારો ફકત એક માસ સુધી તેનામાં ચાલુ રહયો; કારણ કે એ મુદતની અંદર તેના એક મીત્રને પઇસાની અગત્ય પડયાથી તેણે

જામીન થઇ કોઇ પાસથી તેને નાણાં અપાવ્યાં; પણ તે નાણાં તેના મીત્રથી ઇચ્છા પોતાથી પાછાં અદા કરી શકાયાં નહી એટલે તેને અને મીત્ર બંધેને જેલમાં જવાનો ફરજ પડી.

જોનાથનનો દીકરો વેલીનતાઇન કાંઇ એટલો મોટો ન હતો કે તે પોતાના પીતાને છોડાવી શકે; તોપણ આ વાતતો ખરીજછે કે આ વખતે તેણેજ પોતાના બાપને જેલમાંથી બાહાર કઢાવ્યો; સબબ, જોહન કાકાએ ફકત તે છોકરાને ખાતરજ અને તેનીજ મારફતે રૂપીઆ આપી જોનાથનનો છુટકો કીધો.

આ નામોસીથી જોનાથન ઉપર મજબુત અસર થઇ, કારણ કે હવે તે કોઇને પણ મદદ કરતો નહી, અને જો મદદ કરતો તો રોકડ

પઇસાનીજ કરતો; પણ કોઇ ખાતર કોઇને પણ સહી આપતો નહી.

એમ કરતાં જ્યારે વેલેનતાઇન ૯ વરશની વયે પુગ્યો ત્યારે જોહન કાકાએ તેને હેનરી પાલ નામના એક પાદરી ઊસ્તાદના હાથ હેઠળ કેલવણી લેવા મુકયો. તે પાદરી બચરવાળ હતો, અને તેની વરસ દહાડાની આવક રૂ૫૦૦) કરતાં વધું ન હતી. તેની નિશાળ ન્યુમારકીતની પડોસમાં હતી. તે ઉદાર મનનો પુરૂષ હતો, અને સદગુણની બાબદમા તે એટલો તો નેક હતો કે તે લુચાઇનું કામ જાતે તો કરતો ન હતો પણ કોઇને કાંઇ બુરૂં કામ કરતાં જોતો એટલે તે પોતાનું દીલ કચવાવતો હતો.

વેલેનતાઇન તેની ઇશિકોલમાં વરશ પાંચ રહયો એટલે કાંઇ દરીઆઇ તપાસ

કરવા જતાં તેનો બાપ દરીઆમાં ડુબ્યો, જેથી તેની માએના દુખ અને વીલાપનો કાંઈ પાર ન રહયો; અને તેણીના દુખમાં કાંઇક દીલાસો આવે એમાટે તેણીએ વેલેનતાઇનને ફીશકાલેથી ઉઠાડી પોતાની આગલ ઘરમાં રાખ્યો.

બાપ વગરના વેલેનતાઇનને પણ અતીશાય ગમ લાગો ખરો; પણ તે ગમ વખત જતાં તે ભુલી ગયો. તેની માવતરને જોહન કાકાએ કાંઇક સાલીઆનું નકી આપવું કરયું હતું. તેમાંથી તેણીની વેલેનતાઇનને કાંઇક લવાજમ આપતી કે જે મલવાથી વેલેનતાઇન પોતાના મનને ભાવેતેમ ખાવાપીવા અને મોજ મારવા લાગો. એમ કરતાં બીજાં ૪ વરસ વહી ગયાં કેડે એક બનાવ એવો બન્યો કે જે જો ન બનતે તો વેલેનતાઇનની

જીન્દગીનો આ મનોરંજક તથા રમુજી પ્રસ્સો કદી પણ લખાતે ઇઆ વાંચવામાં આવતે નહી.

---

## પ્રકરણ ૨ જું.

એક મોટા જાદુગરની અજાયબ મનશક્તિ તેનો હુનર શીખવાની વેલનતાઇનમાં ઊલત.

વેલેનતાઇનની જન્મ ભુમીમાં એક વેલા શેહેર નેપલ્સના રાજાના પ્રખ્યાત જાદુગર તથા ચીન અને મહાચીનના શાહાનશાહને જાદુઇ હુનર દેખાડનાર ઉસ્તાદનું આવવું થયું. તેણે તાંહાં આવતાંજ આખાં શેહેરમાં એવું આશકારા કરયું કે તે શેહેરની જાણીતી બુલ નામની ધરમશાળામાં પોતાના જાદુઇ ખેલનો તમાશો કરનાર છે.

"હવે પુલ" એક એવું મકાન હતું કે જાંહાં શેહેરના બડેખાં લોકો રાત દીન આવજાવ કરતા હતા. તે બડેખાંઓ મધે મી૦ આયરનસાઇદ નામનો એક શખ્સ તેમનો આગેવાન તથા તેઓ સાથ વગ ધરાવનાર પુરૂષ હતો. આયરનસાઇદ એક વરતમાન પત્રનો ઉપઅધિપતી તથા રીપોરટર હતો. તેનું મન પેલા જાદુગરે પોતાના હાથ-ચાલાકીના ખેલનાં દરશનથી હારી લીધું હતું. તે અધિપતી જાદુગર ઉપર એટલો પરસન તથા મેરબાન થઇ ગયો કે તેણે બીજી મદદ સાથ પોતાની ગાડી તે જાદુગરને વાપરવા આપી. એ રવેશની પોતા ઉપર વરસાવેલી મેરબાનીના અવેજમાં પેલા જાદુગરે પોતાનો ખેલ જોવા મરજી પડે એટલી વખત તથા

ચાહે એટલા ગ્રહસ્થોસાથ જવાની તેને એક ટીકીટ મોકલાવી હતી.

એમ કરતાં ખેલને માટે નેમેલા દીવસ આવી પોહોંચ્યો. ખેલ શરૂ થયો પણ જાદુગરના ગભરાતનો કાંઇ સુમાર નહીં રહયો. તે આદીઅન્સ તરફ પોતાની અચરત ભરેલી નજર ફેંકવા લાગ્યો. બેઠકો તમામ ખાલી. ગણે ગણે ને વિચાર કરે. આખાં આદીઅન્સમાં ૩૨) જન. વળી તે નાની સંખીયામા ૨૫) જન બોલાબક્ષ. નાટક તમામ થવા પછી જાદુગરે પોતાના ખેલ ફરીથી એ બડેખાં લોકોના આવજાવવાલી જગા ઉપર કરવાના વિચારી ને સદનતર હાંકી કાઢયો.

આ તેનો ઠરાવ જ્યારે આયરનસાહદને તેણે કહી જણાવ્યો ત્યારે તે ગ્રહસ્થે તેને તે

ઠરાવથી હાથ ઉઠાવવાને તેને ધીરજ આપી સમજાવ્યો. અને જણાવ્યું કે આવતો બુધ-વાર ગામમ રાયેતાની મોટી બજાર ભરવાનો દીવસ છે, અને તેટલા માટે આસપાસના ગર-ગામડેના નાના મોટા તમામ ખેડુતો તે દહાડે ગામમાં ભેગા થશે, અને વળી હું એક દીવસ આગમચથી ઇઆને મંગળવારને દહાડેના મારાં વર્તમાન પત્રમાં તમારા બેલ વીશે લંબાનથી સરાબત કરી ટીકા કરશ કે જેથી કરીને આદી-દીઅન્સ એટલું ભરાશે કે કોઇને ઉભું રહેવાની પણ જગા મળશે નહી. મારકેત હીલ ઉપરનું 'કોનસર્ત હાઉસ' હું ભાડે લેવાની ગોઠવણ કરીશ, અને એમ કરશું તો જરૂર કરીને આ-પણને નફો થયા વગર રહેશે નહી.

"અને જે નફો થશે તે આપણે બંધે સરખે ભાગે વેહેંચી લઇશું." સીનાંસ્યાર જન-ડુગર બોલ્યો.

સીનીઓરના આ ભરૂસા ભરેલા બોલ ઉપરથી મી૦ આયરનસાહેદે સરવે જરૂરીઆત જોગ ખરચ કીધો. તેણે નાટકના ઘરનું ભાડું પોતે આપ્યું. ગાંડના ખરચે હેંદબીલ છપાવ્યાં તેમજ રસતે રસતે તથા ગલી ગુચીએ મોટા "પ્લેકારદ" ચોંતાડયા; અને મીનબતી તથા તેલની બતી વગેરેનો તમામ ખરચ અતિશય કરી મુકયો.

એમ કરતાં તેણે સરવે રવેશની તઇઆરી આગમચથી કરી મુકી. ગાંમની જાહેર બજાર મલવાનો દીવસ આવી પોહોચ્યો. સાંજના કલાક ૭ નો અમલ પણ થયો. લોકોનો સારો મેલાવડો નાટકના ઘર આગલ જમાવ થયો. સીનીઓર સાહેબની ખુસીનો કાંઇ અંત ન રહયો. ગરદી તો જોઈજ લેવી. ગણતરીનો કાંઈ સુમાર નહી. આડનો તકોડો વાગ્યો.

પરદો ઊઘડયો. ખેલ સહરૂ થયો. તે કલાક ત્રણ સુધી ચાલ્યો. આખા ખેલમાં એક ભાગથી લોકો ઘણુંજ હેરત પાંમ્યા; સીનીઓરની પેટમાંથી સાદ કાઢવાની કલાએ લોકોને હેબતાવી મુકયાં. તેઓ તેનામાં કાંઈક દઈવીક શક્તિ છે એવું સમજયાં.

ખેલ પુરો થવા પછી સીનીઓર સરવે આવક લઈ પોતાનાં મુકામ ઉપર ગયો. તાંહાં તેને તુરત આયરનસાઈદ જઈ મળ્યો. "ઓ મેરબાન સાહેબ," સીનીઓર તેને જોઇ બોલ્યો, "હું તમારો સદાનો ઉપકારી થયો છું." "એમ ના બોલો, સીનીઓર," આયરનસાઈદ બોલ્યો "કેમ તમારી ખાતરી થઇ કે મેં તમને બરાબર કહ્યું હતું." સીનીઓરે જવાબ દીધો "પેલી તમારી જાહેર ખબર અને ટીકાથી આપણું કામ થઇ ગયું; અને

તે માટે તમારી સ્તુતી કરવાને મારી પાસ પુરતા બોલ નથી. કેમ મેહેરબાન કાંઇ લેશો; આજ રાતરે આપણે સાથે જમશું." જમન પીરીશાયું. શરાબનાં ગલાસ પે-દર-પે ઉંચકાવા લાગાં. આયરનસાહેદ ગતર દોસ્ત જેવા બની ગયા. તે જોઇ સોનીઆર બોલ્યો "કેમ ભાઈ આજની આપણી માહાભારત ફતેહની આવક આપણે હમણાં વેહેંચી લઇએ કે સવારમાં?" "જેમ તારી મરજી બચા," અધીપતી સાહેબ બોલ્યા.

"મારે તો કોઇબી રીતે ભાર ઓછો કરવો જોઇએ," સોનીઆર બોલ્યો; પણ હું ધારૂંચ કે સવારમાંજ આપણે તેમ કરશું."

"તે પણ ઠીકછે," આયરનસાહેદ તાણી તોડીને બોલ્યો.

"સવારમાં કેટલા વાગે આવી શકશો."

"તારી મરજી પડે તે વખત."

"કાલે બપોરમાં કલાક ૧૨ ને અમલે તમારાથી આવવાનું બનશે હું ધારૂંચ; વાસતે એટલા વખતમાં તમોએ જે કાંઇ ખરચ્યું હોય તેની તથા જે કાંઇ બીલ હજુર ચુકવવાનાં હોય તેની એક નોધ તમો સાથે લેઇ આવવાની તસદી લેજો. હું સરવે ચુકવી આપશ; એટલું-જ નહી પણ તમોએ વર્તમાન પત્રમાં જે સહરે અથવા ટીકા કરયા છે તેના ખરચ તરીકે ૨૨૫ તમને વધારે બોહોસ કરીને આપીશ."

"એક ફુતી બદામ પણ નહીં લેવાનો," આયરનસાઇદ બોલ્યો.

"પણ હું મારી જીકર છોડવાનો નથી," સીનીઓરે કહ્યું.

"તમે ગમે તે કરોની પણ સેવકતો એક કોડી, એક ફુટી કો—કો—ઓ—ડી પણ નહી લેવાનો."

"વારૂં હશે હું તમને અપમાન કરવા નથી માંગતો. નહી લેશો તો બીજી રીત ઘણી છે. પણ ચાલો હવે જરા બીજો લેવો," સીનીઓરે કહયું.

પણ આયરનસાઇદ પીએ તે શું. પેટમાં એક ટીપાંની પણ જગા બાકાત હોત તો બીજાં બે ટીપાં પીતે પણ તેતો લોટપોટ બની ગાડામાં ઘર ગયો.

બીજે દહાડે આયરનસાઇદ ઘેરાયલો ઉઠયો. કલાક ૧૨ નો સુમાર થયો. સીનોરને મલવા ગયો. પણ તેનું મુકામ ખાલી જણાયું. સીનીઓર—આનતોનીઓ—હેસ્પેરીઓ—દ બેલાબ્રાનીઆક કેડે ગેપ થઇ ગયો. ગામ માહેલું કોઇ પણ તેનો પટો આપી શક્યું નહી. તેવણ તો પોતાના જાદુઇ ઓજાર તથા પઇસા વગેરે ઊડાવી ચાલતી પકડી ગયા. નામનો કાંદે પણ મુકી ગયા નહી. નાટકનું ભાડું

બતી વગેરેનો તમામ ખરચ આપણે આગલ વાંચ્યું તેમ એકલા આયરનસાહેદને માંડે આવી પડયો. તે સરવે ખરચ સાથ છેલી રાતના જમણ દારૂ વગેરે ખાવાપીવાનો ખરચણી તેનેજ સર ચોંટયો. તે તમામ તેણે વગર બોલવે આપ્યો કારણ તે બીતો કે રખેને નાટક ની બાબદનો પોતાનો સંબંધ લોકમાં આશકારા પામે; અને લોકો તેનીગમ આંગલી દેખાડે.

---

## પ્રકરણ ૩ જું.

વેલિનતાઇનની હુનર શીખવામાં ચપલતા; તેને પેહેલો જાહેર દેખાવ. રાજદુવારી ગધર ઇનસાફનું અજાયબ જેવું ઉઘાડું પડવું. ખુનામરકી ને હુલડનું નરમ પડવું.

---

જાદુગર સીનીઓરનો ખેલ જોવાને જે તમાશગીરો એકઠા થયા હતા તેઓમાં આપણો

વેલનતાઇન પણ હતો. તેણે તમામ ખેલ અતી-
શય ધ્યાનથી જોયો હતો. તે પેલા સીનીઓરની
પેટમાંથી બોલવાની શકિતથી વિસ્મય પામ્યો
હતો. અલબતાં એથી એના મન ઉપરતો એ-
ટલી અસર થઈ હતી કે વેનત્રીલોકવીસ્ત (પેટ-
માંથી બોલનાર) બનવાની તેની ખાહેસ્ત થઈ;
અને તેનાથી બની શકે એવું છે કે નહી તે
જાણવાને તે જાદુગરને બારવણે અરજ કરવા
નો ઠરાવ કીધો; પણ જ્યારે તેણે તે સીનોર
શાહેબની ગામમાંથી ગેબ થઇ જવાની ખબર
મલી ત્યારે તે વીચારમાં પડયો. પણ નીરાશ
ન બનતાં તે હુનર મેલવવાને તેણે પોતે કોશેશ
કીધી; અને સારાં ભાયગે તે કોશેશ કરતાં તેને
એવો સાર જણાયો કે પેટમાંથી બોલવાની શ-
ક્તિ તેનામાં જણાતી હતી, અને તે શક્તિને
વધારે ખીલવીઆથી ફાયદો થશે. તે દર રોજ

બામદાદમાં ઉઠતો, બેનરમાં જતો, અને મો-હોકું ઉઘાડ્યા વગર પેટમાંથીજ સાદ કાઢવાનો માહવરો પાડવાની કોશેશ કરતો; અને આખેરાત તેમાં તે તદન ફતેહ પાંમ્યો.

એ રીતે તજવીજ કરતાં તે વારંવાર અ-જબ થતો; કારણ કે તેનામાં જે શકતી હતી તે તેના હાથમાં રહે એવી ન હતી અને તેથી જે બાજુએ તે સાદ મોકલવા માંગતો હતો તેના કરતાં કોઇ બીજીજ બાજુએ તે જતો. પોતે આવી શકિત ધરાવતો હતો એ વીશેની ખાતરી થવાથી તે કામ પછવાડે લાગવાને તે ખંતી થયો અને ૬ મહીનાની અંદર તે શકતીની લગામ તદન તેના હાથમાં આવી.

હવે જે કોઇ તેને મલતા તેઓને તે ચોંકાવી અચરતીમાં નાખતો. તે કોઇ શખ્સને તેના નામથી હાક મારતો અને તે સાદ જાણે

મોહોલ્લાની સામેની બાજુથી આવતો હોય એવું કરતો હતો. જો રસ્તામાં તેની આગલ કોઈ સ્ત્રીઓ ચાલતી હોય તો પછવાડેથી "હર-ઓ. કુતરો" કરી બુમ પાડતો તથા તેવા કુતરા જેવો આવાજ કાહ્ડતો અને તેનીજ માફક હુબેહુબ રહતો હતો. જો કોઇ ખાલી ઘર આગલથી રાહાદારીઓ પશાર થતા તો ખુન, ખુન, ચોર, ચોર, કરી મોટેથી પોકાર કરતો; અને એવામાં જો લોકોની પાસે ઘરના દરવાજા ભંગાવવામાં ફતેહ પામતો તો અંદર જતા પછી ઓરડે ઓરડે સાદ નાખી તેમને હંફાવતો અને એ કામ તે એવી રીતે કરતો કે લોકો તે ઘરને "ચંડાલ ઘર" કહેતા અને તેને ભુત ડાકણનું મઠક સમજતા.

એક વખત ગીલદહાલ મધે તાંહાંના કમીશનરના મરણ બાદ તેની જગાપર કોઇ

બીજો ચુંટી કાહડવાને મોટી મીતીંગ થઇ કે જાંહાં હજારો લોકો મત આપવાને વાસતે આવ્યાં હતાં. તાંહાં લોકોની લાગણી અતીશય ઉશકેરાયલી હતી અને થોડા વખતમાં ઊમેદવારોના મીત્રોથી હાલ ખીચોખીચ ભરાઇ ગયો હતો. જેવો "મેમ્બર" ભેગા થયલાઓની નજદીક તે દીવસનાં કામકાજ વીશે બોલવાને શહરૂ કરતો હતો એટલામાં વેલીનતાઇન તાંહાં દાખલ થયો; અને "મેમ્બર" ના માચરાની નજદીક જઇ ઉભો અને તાંહાં એકદમ પોતાનો ધંધો ચલાવવાને શહરૂ કીધો.

પેહેલો બોલનાર મી૦ ફીદેલ હતો. તે એક ઘણોજ પાતલો અને મંડાયલાં નાંકવાલો ગ્રહસ્થ હતો. અને કોઇ મી૦ જોબ સ્તોન ના મના સખસનું નામ આપવા આવ્યો હતો. તે બોલ્યો. "ગ્રહસ્થો".

"છટ, છટ," વેલેનતાઇન હાલની સાંમે-
ની બાજુએથી કોઇ બોલતું હોય તેમ અવાજ
કરીને બોલ્યો.

"ગ્રહસ્થો," મી૰ ફ્રીદેલ ભાર મુકી
બોલ્યો.

"તોબાહ, તોબાહ" વેલેનતાઇન સાદ
બદલી બોલ્યો.

"છટ, છટ," કહો કે "તોબાહ તોબાહ"
પણ ગ્રહસ્થો, હું તમને ગ્રહસ્થ તરીકે કહું છું
અને માંગી લઉંછું કે મને બોલવામાં હરકત
કરવી નહીં.

મી૰ "તીબ્સની દરકાર ના કરો, ચાલવાદો
તમારૂં બોલવું." વેલેનતાઇન બોલ્યો.

"હું તીબ્સ છે, વાહુવા;" મી૰ ફ્રીદેલ
ધીક્કારથી બોલ્યો. એ "મી૰ તીબ્સ છે, નહીં
વારૂં."

"ના હું નહીં," મી૦ તીબ્સ કે જે ઘણો આબરૂવાળો ગ્રહસ્થ હતો, અને પોતાની એકમારગુ અને સાદી રીતભાત માટે પ્રખ્યાત હતો તે બોલ્યો.

"મને મી૦ તીબ્સ વીશે ઘણી અજાયબી લાગેછે," મી૦ ક્રીદેલ બોલ્યો, "અત્યાર સુધી હું મી૦ તીબ્સને એક એવો પુરૂષ સમજતો હતો કે—"

"નહીં; નહીં," મી૦ તીબ્સે જવાબ દીધો, "હું કાંઈ બોલ્યો નથી."

"જો મી૦ તીબ્સ," મેયર બોલ્યો, "જો આ કોઇ બીજો ગ્રહસ્થ આ મંડલીમાં કાંઇ બોલવાની ખાહેસ્ત કરતો હોય તો તેને તેમ કરવાની જલદીથી તક મલશે."

તીબ્સ—હું સોગંદ લઇ કહું છું, કે હું કાંઈ બોલ્યો નથી.

આ વખતે "ચુપ, ચુપ," ના પોકાર ઉઠયા; અને મી૦ ફ્રીદેલે પાછું બોલવા માંડયું;—થ્રફરથો, બાહારની કાંઈ પણ બાબદ ધ્યાન ઉપર લીધા વગર મને મી૦ જાબસ્તોનનું નામ આપવાની મોટી ખુશી ઉપજે છે કે તે એક—

"રાજ દુબારનાર પુરૂષછે," વેલેનતાઇન ચુચવાયલા અવાજે બોલ્યો.

"કેમ હવેબી હુંજકે," મી૦ તીબ્સ ડોકું ધુણાવતો અને ખુશીથી મલકાતો બોલ્યો.

"હું જાણુંચ એ અવાજ કોણનો છે ત" મી૦ ફ્રીદેલ બોલ્યો. "એ સાદ પેલા" કનઝરવેતીવ પક્ષવાલા મી૦ બ્રાઉનરીગનો છે હા, એ તેનોજ સાદ છે."

"શું ?" મી૦ બ્રાઉનરીગ ઘણોજ તપી જઈ બોલ્યો.

"શું !" મી૦ ફ્રીદેલ અણકરાથી બોલ્યો.

"એટલુંજ બોલ, બસ એટલુંજ બોલ કે એહું સ્કું," મી૦ બ્રાઉન બોલ્યો.

મેમ્બર—મી૦ બ્રાઉનરીગ, આશા છે કે આ ઠેકાણે સારી મલુકાઇથી ચાલશો.

બ્રાઉનરીગ—એ શું બોલાય? મારૂંજ નામ શા ઉપરથી લેઓછો.

ફ્રીદેલ—એ કાંઇ પેહેલીજ વખત એમ નથી બન્યું કે "કનઝરવેતીવ" પક્ષવાલાઓના બાંકાં ફુકવાની મતલબથી મી૦ બ્રાઉનરીગ આવી મંડલીમાં આવ્યોછે; પણ એ હવે વધારે—

બરાઉનરીગ—જીવની માફક સાચું કહું છું કે મેં કદી પણ મારા હોત ઉઘાડયા નથી. જો મેં ઉઘાડયાં હોય.—

"બસ બસ, આરડર, આરડર પ્રમુખ, પ્રમુખ"ના બાપોકાર ઉઠયા, જેથી બરાઉનરીગનું બોલવું કાંઇ સંભલાયું નહી."

મી૦ કીદિલ—ગ્રહસ્થો, જોકે ઘણીજ શરમ ભરેલી રીતે મને હરકત થાયછે તો પણ જેમ હું કહેવા જતો હતો તેમ મી૦ સ્તોનનું નામ તમો આગલ કહેવાને હું ઘણો જ ખુસી છું. મી૦ સ્તોન જેવો એક—"

વેસેનતાઇન એક સ્ત્રીનો અવાજ કાઢી વચમાં બોલી ઊઠયો. એક ગધો !—ના ના. એ નહીં જોઇએ એતો એક ખચરછે.

આ વખતે આખી મંડલી કચવાઇને બોલી "શરમ છે શરમ." પેલો ઉમેદવાર મી૦ સ્તોન કાંઈ જવાબ આપવા ઊઠયો. મેઅર સાહેબે પુલીસને બોલાવી. તે બોલ્યો "અમલદારો ! પેલી બેશરમ બુઢીયાને જલદીથી બાહેર કાઢો!" એ હુકમ સાંભલી કેટલાક સીપાઇઓ જે બાજુએથી અવાજ આવ્યો હતો તે તરફ ગયા પણ તાંહાં જોય શું કે કોઇ પણ બુઢી કે જુવાંન ઓરત હતી નહી.

પેલેનતાઇને ઓરડાના એક બીજા ભાગ તરફ પોતાનો અવાજ નાખીઓ અને "હુસ" કરી બોલ્યો, એટલે પેલા અમલદારે-દોડતા તે તરફ ગયા, અને રસતામાં જે કોઈ "ઇલેકતર" ઉભેલા હતા તેમને આચકા મારયા પણ તેઓ તે બાજુએ ગયા એટલે વલી કોઇ બુઢીઆ લોકોની ભીડની અંદર મોટે મોટે મશકેરી કરતી હતી. તેણીના સાદ ઉપર વલી સીપાઇઓ દોડયા અને કોઇબી સ્ત્રી પકડાઇ નહીં તેથી ઘણાજ ચીરડાઇ ગયા. વલી "ઉસ" કરીને કોઇનો સાદ તેઓને બીજા ભાગ ઉપર સંભલાયો. દોડતા કે સઘલા સીપાઇઓ તે તરફ ગયા. વલી તેઓના આચકાથી કેટલાક લોક તુટી પડયા અને અતીશય ગરબર થઇ રહી.

"બાહાર કાઢો એ બુધી ડાકણને" મેઅર ગુસ્સામાં આવી બોલ્યો.

# પ્રકરણ ૪ થું.

## વેલેનતાઇનનાં પુન. મીટીંગવાળા ઓરડામાં ઝપાઝપી અને લશકરની પધરામણી.

---

"કોણને કાઢીએ કોઇ કમબખત હાથમ નહી આવતુની!" એક બંધો જબરો સીપાઇ બોલ્યો. વલી કોઇ બરબર હસ્યું; અને આ વખતના હસવામાં તો આખી મંડલીએ ભાગ લીધો. પેલા સીપાઇઓનાં ફોકટનાં દોર ધામ અને પછાડાથી લોકોમાં હસાહસ ચાલી રહી. "રે નીચ જીવડા," મેઅર બોલ્યો, "આ ઓરડામાંથી તારૂં કાલુ કેમ નહી કરતો"

"મને કોઇ છેરો ના!" વેલેનટાઇન બોલ્યો, "મને કોઇ છેરો ના, એટલે હું દપત પડીશ." એ બોલતાંજ જાણે કોઇ બેસુધ

થઇ પડતું હોય તેની ફીકીઆરી સંભલાઇ. હવે તો સીપાઇઓની ખાતરી થઇ કે બન્ને તે બુધીઆ બેસુધ થઇં એટલે તે જરૂર પકડા વાની એ રીતે મુસતાક થઈ તે તરફ ધસારો કીધો પણ વલી ચાત બન્યા. આખરે મેઅર બોલ્યો, "મરવા દેવો રાંડને; મરવા દેવો," ત્યારે સીપાઇઓ નાખુશ દીલે જતા રહયા અને પાછું શાંત થઇ ગયું.

મી૦ ફ્રીદેલ—દુશમનની નીચ ચુકતી—(નહી, નહી! અને માટે હાસહસ)—હું પાછું કહું છું ગ્રહરયો કે—

"તમે કોઈ મુરખા છો" વેલિનતાઇન, કાંઇ ઓર ત્ારેહનો સાદ કાઢી બોલ્યો. આ સાંભલી વલી "હમ્બેક હમ્બેક, ખાંમોશ, ખાંમોશ"ના લોકોએ પોકાર કીધા.

મેઅર—હવે જો કોઈ હરખત કરશે તેને હું જરૂર પરહેજ કરીશ.

વેલેનતાઇન—તારી તાકાત નહી, બુધા.

મેઅર—એ કોણ, એ કોણ બોલ્યું. હું તરત જાણવા માંગુછું કે એ એવો કોણ છે કે જે આ રવેશ કરવાની—"

વેલેનતાઇન—હીંમત કરેછે.

મેઅર—હીંમત કરેછે, હા હીંમત કરે છે. કોઇ શખ્સ એ ચંડાલને દેખાડી આપશે તેને હું રૂ૫૦ આપીશ. આ પલે "ઇલેક્ટરોએ" એકમેક તરફ તગોતગ જોયું અને સઘલા અજાયબીમાં ગીરફતાર થયા. મેઅર વલી ઉભો યયો, અને હવે આસતે સાદે બોલ્યો "ગ્રહસ્થો, બેશીત આ તદન શરમ ભરેલું છે. મારા આટલા અનુભવમાં આજના બનાવ સાથ જરાબી સરખાવા જેવું કોઈ કાલે કાંઇ બન્યું નથી. એ કોણ હશે!"

વેલેનતાઇન—જોનાથન સ્પ્રાલ. તેવણ પોતેછે.

મેઅ્યર—અગરજો, તે–પણ નહી, નહી, મારી ખાતરી છે, મી૦ સ્પ્રાલ—.

જોનાધન—હું ખાતરીથી કહું છું. મે કાંઇબી હરકત કીધી નથી. હું સોગંદ લઈ કહુછું. જે કોઇ મારૂ નામ દેછે તે પોતે કોઇ ઠીબતખોર છે. તે કાંઇ ગ્રહસ્થ જણાતો નથી; અને હું એ તેના મોહોંપર કહુછું.

મેઅ્યર—અલબતાં મારી ખાતરી છે કે એ કામ તમારૂં નથી. પણ હવે આશા છે કે તમે લોકો આપણું કામ ચલાવા દેશો.

મી૦ ફ્રીદેલ જે હજુર ખુરસી ઉપર જ હતો તે પાછો બોલવા ઉઠયો.

ફ્રીદેલ—આ તકે કોઇનું દીલ દુખાય એવું હું બોલવા માંગતો નથી. પણ આટલું તો બોલવા દેશો કે કોઇ શખ્સની વર્તણુકથી મને ઘણી હેરત ઉપજે છે.

"મી૦ મેક્ષવેલની," વેલેનતાઇન આ વખતે બરાબર મી૦ ક્રીદેલના જેવા સાદ કાઢી બોલ્યો.

"શું મારૂં નામ?" એક ઠીંગણો શખ્સ બોલ્યો. "હું મારો બચાવ કરવાને તમો લોકો પાસેથી માગી લઉછું. મી૦ ક્રીદેલ મારૂં નામ ભુલથી જણાવેછે. (સાબાસ) હું તેને તેનું બોલવું પાછું ખેચવા કહું છું. (સાબાસ મેક્ષ-વેલ!) જે કાંઈ મારે કહેવું છે તે એજ કે હું—"

"તું એક ગધેડો છે, બેસીજા મુંગોમુ ગો," મેક્ષવેલની બરાબર પછવાડે અવાજ નાંખી વેલેનતાઇન બોલ્યો.

આ ઉપરથી મેક્ષવેલ અતીશય ઉસકે-રાઇ ગયો. તે ફફરતો ચતકતો પોતાની પછવાડે ઉભેલા એક શખ્સ તરફ ધસ્યો. તેની ઉપર તે ખરેજ શક લઇ ગયો. તે તેને ઓળખતો હતો,

તેનું નામ એબ્રાહમ બુલ કરી હતું. તેણે તેને ગરચીમાંથી પકડયો. પાસે ઉભેલા લોકોએ ખુલ્લે ખુલ્લુ જાહેર કીધું કે મી૦ બુલ તદન બેગુનાહ હતો, પણ તેણે તેમનું માન્યું નહીં. અંતે સીપાઇઓ તેને ઉંચકીને બાહેર મોહલ્લામાં મુકી આવ્યા.

હવે મેઅર સમજયો કે આથી કરીને લોકો ઊપર સારી અસર થશે. તે બોલ્યો કે આવા ફેજથી કોઇબી શખ્સ ફરીથી હરકત કરવાની હીંમત કરશે નહીં. તેણે મી૦ કીદલને આગલ બોલવાને હાથવડે ઇસારત કીધી, એટલે તે ગ્રહસ્થ ફરીથી બોલવાને વાસતે ઉભો થયો. તે બોલ્યો, "ગ્રહસ્થો, ન બોલી શકાય એવી કોઇ શખ્સની—"

"બ્લેરની!" વેલેનતાઇન બોલ્યો.

"ચુપ" મેઅરે ચીરડાઇને એટલા જો-

રથી પગ અફાડયો કે આખો માંચરો ધ્રુજી નીકળ્યો.

ફીદેલ—ઇંગલાંડની નજર, નહીં એટલુંજ નહી પણ આખાં યુરોપની નજર—"

વેલેનતાઇન—એશીઆ, આફ્રીકા, અમેરીકાની નજર.

ફીદેલ—તમો ઊપર છે. અને હું કેહેવાને શકિતવાન છું કે કાંઇબી વધારે—

"હસવા જેવું," વેલેનતાઇન એક પ્લમબર જે નજદીકમાં ઉભેલો હતો તેનો સાદ કાઢી બોલ્યો.

મેમ્બર—તોબાહ ખોદા! આ કેવો હીનપસ્તી ભરેલો દેખાવ આપણામાં બનતો જોઇએ છીએ. હું પુછુંછું કે કોઇ મને મલતા થશો? ("અલબત, અલબત"ના મોટા પોકાર.) ત્યારે હું તમને મોટેથી, હીંમતથી, ભાર સુ-

કીને, અને વલી જેટલી મારામાં ચાલાકી છે તે સઘલી ચાલાકીથી માંગી લઉંછું કે તેમ કરો. ("અમે કરશું, અમે કરશું!" "તોરી પક્ષવાલાઓ ધુલમાં રોલવો.")

એ રવેશે આટલા સુધી કામ ચાલવા પછી મેમ્બર સાહેબે મી૦ કીદેલને જણાવ્યું કે જો આવોજ મામલો ચાલુ રહેશે તો કામ હવે અટકાવાની ફરજ પડશે; અને મી૦ કીદેલને તેનું બોલવું વાજબી જણાયાથી લોકોના ભારે ગોઘાટની વચે પોતાના ભાષાનનું સેવટ નીચલા શબ્દમાં આણ્યું—"ગ્રહસ્થો, મારૂં બોલવું સાંભલવાને ઇચ્છતા નથી તો હું ટુકમાં મારા મિત્ર મી૦ સ્તોનનું નામ તમો નજદીક મુકવાને માંગી લઉં છું. એક કમીશનર તરીકે મી૦ સ્તોનની બરોબરીઓ મલવો મુશકેલ છે.

એ મખુનો નીકલતાંવાર "લીબરલ *" તાલી વાલાઓએ પોતાની ખુશાલી જણાવી; અને તેમની વિરૂધની "તોરી"* પક્ષ વાલાઓએ "હીસ હીસ" કરી મુકયું.

ત્યાર પછી મી૦ મેક આયરલીંગ કોઈ મી૦ સ્લેબનું નામ આપવા ઉઠયો. મી૦ સ્લેબ "તોરી" પક્ષવાલો હતો; પણ આયરલીંગ જેવો સ્લેબ વિશે કાંઇ બોલવા જતો હતો તે વોજ વેલનતાઇન બોલ્યો, "હવે ચાલો આપણે એનો બદલો મેલવીએ, હવે આપણે કીનો લેવો જોઇએ."

"ગ્રહસ્થો." મી૦ મેક આયરલીંગ બોલ્યો.

"જો તમો ખરા ઇનસાન હોવોતો હવેથી

---

* ઇંગ્રેજી પારલામેંટ (રાજય સભા) નાં બે તડાં માહેલું એક છે.

કોઇપણ ચકડોળ 'લીબરલ' ને બોલાવા દેવો ના!" વેલેનતાઇન બોલ્યો; એટલું સાંભલતાંજ "લીબરલ" તોલી વાલાઓએ મી૦ આયરલીંગ ઉપર પોતાનો ઉભરો ઉતારયો, કારણ કે તેઓ એવું સમજતા હતા કે તે મીટીંગમાં જે તોફાન મચ્યું હતું તે સઘલુ "તોરી" વાલાઓએ કરયું હતું.

"ગ્રહસ્થો—ગ્રહસ્થો—ગ્રહસ્થો!" મેઅર અચકી અચકી બોલ્યો, "હું તમને તાકીદ કરૂંછું કે મારૂં સાંભલો. હું તમને બજીજ થઇ કહુંછું કે હવે ચુપ રહો (આરદર, આરદર! પ્રમુખ, પ્રમુખ!) ખોદા ખાતર દુન્યામાં એવું ના આશકારા થવા દો કે આ જેવાં સુધરેલાં વિદ્યા તેમજ કળા કઉંશલવાલાં શેહેરમાંહેલાં લોકો ઝનુની, બુબખ, મુર્ખ, અને ઘેલાં છે. (સાબાશીના પોકાર.) શું હું કાંઈજ ખી-

સાદમાં ગણાતો નથી કે? ("સાંભળો ભાઇઓ સાંભળો" ના પોકાર.) જો આ મીટીંગમાં જે હું પેહેલી ખુરશી ઊપર બેઠો છું તેના દરજ્જાનો મોભો કોઇબી રવેશે જાલવવાનો કસદ મેં કીધો ન હોત તો આજ પલે એ મંડલી હું બરખાસ્ત કરયામાં લાવતે. અગર હું હમણાં બરખાસ્ત કરૂં તો કોઇ પણ એવું ગુમાન લઇ જયા વગર રેહે નહી કે મેઅર લુચ્ચાઓના ફેસાદથી બીહીને ચોંકયો ઇઆ ગભરાયો છે. ઇનસાફ, ફક્ત ઇનસાફની નોક ખાતર જો આપણે આગલ કામ ચલાવવા માંગીએ તો તેમાં હવેથી હરકટ થવી જોઇએ નહી.

મેઅરના આ સુભાષિત બોલવાથી લોકોમાં તહરાસ બેઠો અને આખી મીટીંગમાં ચુપકીદી પંથરાઇ. મી૰ મેક આયરલીંગ પાછો ઉઠયો, અને બોલ્યો "હું આશા રાખુછું કે મારી વર્તણુક સર્વેને પસંદ પડે એવી છે."

"માત્ર "તોરી" પક્ષ વાલાઓનેજ તે પસંદ છે!" વેલનતાઇન બોલ્યો.

"અરે ઓહો!" મેઅર હાથમાં હાથ ભેરવી ઘાંટો ટાંણી બોલ્યો—"હવે હું બચીત કહું છું કે જે કોઇ એક શબ્દ પણ વચમાં બોલશે તેને પુલીસના હાથમાં આપીશ."

વેલનતાઇને આ વખત આખે ઓરડે "હેં! હેં! હેં! જવાદે" ના પોકાર નાખ્યા. તે સાંભલી મેઅર સાહેબના દીલમાં જાણે વિજલીનો આચકો આવ્યો હોય તેમ તે ચોંકીને બોલ્યો "એમજ છેની, લેવો ત્યારે અં મલદારો તમે તમારી ફરજ બજાવો."

ફેકટમાં સીપાઇઓ ઓરડાની વચોવચમાં બદમાશોને પકડવાના હેતુથી આવી ઉભા. હસવાના મોટા અવાજો તો નીકલ્યા કીધા; અને જાંહાં જાંહાં તેઓ જઇ ઉભા રહે તાંહાં

તાંહાં તેમની પીઠ પછવાડેથી તે નિકલે. તેઓ બીચારા આણાગમથી પેલી ગમ દોર ધાશ કરતા કંટાલી ગયા. તેઓ એટલાતો થાકી ગયા કે તેઓનાં મોંહ ઉપરથી પરસેવાના રેલા ટપકતા હતા. તેઓ પગ અફાલતા, હાથ હાલવતા, મુકી ગુમાવતા, અને પોતાની પાસે ઉભેલાઓ તરફ ગુસ્સાની નજરથી જોતા હતા. થોડેક વારે પાછી હસાહસનો સોહાર ઉઠયો, અને મેઅર સાહેબે તેમને ફરીથી તાકીદ કરી એટલે વલી બીચારા ધકકા મુકકી નથા હારમારમાં પડયા. આફેબત છેવપર આવી જઇને તેઓએ કોઇને પણ પકડી કાઢવાનો ખુલ્લો ઠરાવ કરયો; અને કોઇ મી૦ લીમ નામનો એક આબરૂદાર પદરખાણાવાલો તેમના ગુસ્સાના સપાટામાં આવી ગયો. તે બીચારો સીપાઇઓ જે હાલા ધકેલામાં પડયા હતા

તેથી રમુજ મેલવતો અને હસતો માલમ પડયો હતો. મી૰ લીમે પોતાનું નિરદોષપણું જણાવ્યું; પણ તે ફોકટ! બસ તેઓએ તેને હસતાં પકડયો હતો; અને તેટલાજ મુદા ઉપર થી તેઓએ તેને દરવાજાની બાહાર ઘસડી લઇ જવાને તેની ઉપર જોર વાપડયું.

ઍચાઍચીમાં મી૰ લીમનાં કપરાંના ટુકરે ટુકરા થયા હતા. લીમ ઓરડા બાહાર ખુશીથી જતે પણ "લીબરલ" ટોલીવાલાઓએ તેમ કરવા દીધું નહી. તેઓ તેની મદદે દોડયા; અને આગમાં તેલ રેડવા વેલિનતાઇને એક અવાજે "લીબરલોને બાહાર કાઢો" અને વલી બીજા સાદે "કનઝરવેતીવોને મારો લાત" કરી પોકાર મચાવ્યા; જેથી ત્યાં ફટોફટ મુક્કી તેમજ લાકડી વગેરેના સપાટા ઝપોઝપ ચાલવા લાગા, અને થોડા વખતમાં ત્યાં

એક મોટું રમખાન મચી રહ્યું. મેઅરતો એક ઊંચી તેબલ ઉપર ચઢીને લોકોને વારવા લાગો.

ગરીબ બીચારા વેલિનતાઇનના અવાજ ની હવે વધારે જરૂર રહી નહી. તેની મદદ વગર *'ઇલિકટરો'એ ભારે સોહોર કરી મુકયો હતો. તે હવે એક ઉંચા માચરા ઉપર ચઢી ઊભો એટલા માટે કે લોકોની મારામારી તથા કચરાકચરીમાંથી સહી સલામત રહે અને કે તાંહાંથી સધલો દેખાવ પોતાના જોવામાં લાવી મનને રમુજ આપે. હવે પેહેલીજ વેલા તેને જણાયું કે લોકો ફક્ત રાજદ્વારી બાબદ ઉપર જુદી જુદી ટોલીમાં વેહેંચાઇ જઇ પોતાનું કામ તકરારની હદમાં રાખવાને બદલે હાથો હાથ ઝપાઝપી ઉપર આવી ગયા હતા. મુ-

---

* ચુટણી કરનારા.

કડીના જરબ કોઇ દુશમન ઉપર લગાવવાની મતલબથી ઉંચકાતા હતા એટલુંજ નહી પણ પોતાના બચાવ ખાતર જાંહાં પડે તાંહાં અજમાવવામાં આવતા હતા. તેને ઘણી રમુજ મલે એવું એ જોયું કે એક જગા ઉપર કેટલાક દેફશીઆનો જમાવ થયો હતો. તેઓ બીચારા પોતાની મોટી દુમને લીધે એકેક સાથ જેમ બને તેમ સંકોચાઇને ઊભા હતા. બીજી ગમ લોકો ખુનપર આવી લડતા હતા. કોઇના નાકનું ઠેકાણુ નહી, તો કોઇની આંખ, તો કોઇના દાંત ગેપ હતા. કોઇની દહાડીના બાલ એક ગમથી ઉખડી ગયલા તો કોઇનું મોંહ લોહીથી લાલ રંગેલું દેખાતું હતું. કોઇ ધુલમાં પડી પોતાનાં બચાવમાં જે કોઇ નજદીક આવતુ તેને ઊંચા રાખેલા પગથી લાત લગાવતા હતા. કોઇ ખુનપર આવી સોંહાર કરતા તો કોઇ રડા

પીને અને દુખના પોકાર મારતા. જેઓથી ઉઠાઇ નહી શકાતું હતું તેઓ ગબડતા, લાત ફેંકતા, અને પડયા પડયા બરાડા મારતા હતા. કેટલાક લોકો જેઓ બાહાર નીકલવાને શકિતવાન થયા હતા તેઓ લશકરી મઠક તરફ દોડી ગયા, અને સનાવાલાઓને ખબર આપી. તાંહાંથી તાબરતોબ ઘોડે સ્વારોની એક ટુકરી એક માજીસ્ત્રેત સાથ ઉપલી તોફાનવાલી જગા ઉપર આવી લાગી. હવે પેલા હાલના દરવાજા મજબુત બંધ હતા. માહેલા તોફાનીઆઓ તેમજ બાહેરના લોકોને સુજ પડે નહી કે તે કેમ ઊઘાડવા. મી૦ આલ્લદરેદ જે પેલા માજીસ્ત્રેતનું નામ હતું તેણે બાદશાહના નામમાં દરવાજા ભાંજવાને હુકમ આપ્યો. તેણે લશકરને અંદર દાખલ થવા કહ્યું; પણ મી૦ કોપલેન્દ જે પેલી ટુકરીનો વડો હતો તેને એક

ઘરમાં લશકર લઇ જવાનું ઠીક લાગ્યું નહી તેથી તે પોતે પોતાની સાથ ત્રણ સીપાઈઓને લઈ અંદર ગયો. દરવાજા આગલ જે લોકો ઊભા હતા તે શીવાએ કોઇની નજર તમની ઉપર પડી નહી. તોફાનીઆઓની નજર પોતાના બચાવમાં પોતાના હરીફો ઉપર ચોકાસીથી રાખેલી હતી. પેલા સરદારે રંનસીગડું ફુકવાને હુકમ કીધો કે જેના અવાજથી લોકો ઉપર જોઇતી અસર થઇ.

"છોડો, તમારી બંદુક છોડો સીપાઇઓ," આલદરેદ માજીસ્ત્રેત બોલ્યો.

પેલા બ્હાદુર અમલદારને હસવું આવ્યું અને તેના હાથ હેઠલના સીપાઈઓ પણ એકેક તરફ આંખના પલકારા મારી પેલા આકરા માજીસ્ત્રેતની હસી કરતા હતા.

"અરે ખોદા," માજીસ્ત્રેત બોલ્યો,

"કેમ સીપાઇઓ તમે સાથી બીહીછો? બાદશાહનાં નામમાં હું તમને ફરીથી હુકમ કરૂછું કે આ બલવાઓરોને ઠાર કરો!"

કોપલેન્દે પોતા ઉપર દરેકની નજર પડેલી જયારે જોઇ ત્યારે તેણે પોતાની ચકચકીત સમશીર ધમકી દેખાડવાને સારૂ હવામાં ફેરવી અને પછી દરવાજા તરફ તેની અણી કરી લોંકોને બાહાર નિકલવા ચેતાવ્યું; જેથી લોકો સેતાબીથી તે જગા છોડી ગયા અને પાંચ મીનીતમાં ઓરડો તમામ ખાલી થઇ ગયો.

તમામ ફેસાદ ખલાસ થયા પછી એક લશકરી દરબાર ભરવામાં આવી કે જાંહાં પેલી લશકરી ટુકરીના જમાદાર કોપલેન્દની તપાસ ચાલી. તેની સામે પેલા આકરા સ્વભાવના આલદરેદે વાંક સાબેત કરવાને કાંઇ કરવામાં

બાકી રાખ્યું નહી, પણ કોરતે તે જમાદારની તરફેનમાં એવો ચુકાદો કરયો કે બલવાઓરો ઊપર વધારે ચાંપતા ઉપાય લેવાની કાંઇ ગરજ હતી નહી. એ પછી દરબાર બરખાસ્ત થઇ. કેવા વેલેનતાઇનના પ્રતાપ! (સાંધણ.)

---

## પ્રકરણ ૫ મું.

માવતરની કાલજી—મુર્થી જોહન કાકાનો ગભરાત—એક કન્યાની દામાનને દાગ.

---

પેહેલે સપાટે લોકોમાં જાહેર દેખાવ કેવો અસરકારક અને ફતેહમંદ નીકલ્યો તે જાણી વેલેનતાઇનને અતિશય હરખ ઊપજ્યો. તે ઘર ગયો અને તાંહાં પેલા હાલમાંહેલા સીપાઇઓની ધરપકડ તથા લોકોની દોરાદોર મજ્લુમના અવાજ કરવા લાગો જેથી તેની

માવતર ચોંકી અને તેના દીલમાં આવેલુ કે એવું સમજી. તેણીની પોતાના પેદર આગલ ગઈ અને રડતી રડતી તેને જણાવ્યું કે. વેલેનતાઇને જાંહાંછે તાંહાં ધતુરો આપ્યા છે, જોહાન કાકાએ તેને થંડી પાડી વેલેનતાઇન ને પોતાની નજદીક બોલાવ્યો, અને ધમકાવીને પુછ્યું કે આ સર્વ ફેસાદની મતલબ શું ?

"કોંઆ ફેસાદ કાકાજી ?" વેલેનતાઇન બોલ્યો.

"કીઆ ફેસાદ !" જોહન કાકા બોલ્યો, "કાં એ બધું; એ બધી તારી ચાલ ! અજતો !"

"કેઈ ચાલ ?" વેલેનતાઇન થંડે કલેજે બોલ્યો.

"કેઈ ચાલ ?" જોહને કહ્યું, "કેમ શું કાંઇ દેવાનો થયો છે કે ?"

"દેવાનો શાનો ?" વેલેનતાઇન બોલ્યો.

"કોણ કહે છે કે હું દેવાનો છું. આપણે તો કાંઇ જાણતા નથી."

"તું તો કાંઇ જાણતો નથી ?" જોહોન બોલ્યો, "આ શું, તારી માવતર શું કહે છે. ઘરમાં સોહોર ને પોકાર શાનો કરી મુકે છે ? ધીઆન રાખજે ફરી એવું કરીને તેણીને દુખ લગાડશે તો 'બેદ હાઉસમાં' નખાવીશ. કમબખ્તી આવીછે કે ? તું આખો દહાડો ગઇ કાલે કાંહાં કહરાયો હતો ? શું કામમાં રોકાયો હતો ?"

"હું તો મીતીંગમાં ગયો હતો."

"મીતીંગમાં? કાં, મીતીંગમાં શું કામ હતું ?

"નહી કાકાજી, એટલા ગુસ્સે ના થાવો. હું તમને સઘલું ખરેખરૂં કહી દઇશ."

"ગુસ્સો કરૂં ! ગુસ્સો શાને માટે ?"

જોહાન બોલ્યો, "કેહેની તું શું કહેવા માંગે છે."

આ તકે વેલેનતાઈને પોતાનો આગલા દીવસનો હેવાલ વિગતવાર તમામ કહી સંભલાવ્યો. જે સાંભલતી વખત જોહન કાકા કલેજું ધરીને હસતા હતા; અને જયારે ખમાતું ન હતું ત્યારે "બસ બસ" કરી બોલતા હતા. પણ વેલેનતાઈન કાંઈ અચકતો નહીં. હસતાં હસતાં જયારે જોહન કાકા ઘણુજ થાકી ગયા ત્યારે બોલ્યો "બસ કર? ઝબાનને ખામોશી આપ, નાનકરા લુચ્ચા! બસ કર હવે. આ કેવું તેં લુચાઈનું કામ કીધું છે? શું તને એવું કામ કરતાં જરા આચકો નહીં લાગો? જા નીકલ અહીંથી, અને ખબરદાર જો ફરીથી એમ કીધુંચ તો?"

કાકાનો હુકમ સાંભલી વેલેનતાઈન ઓર-

ડાની બાહાર નીકળ્યો. નીકળ્યો ખરો પણ તે માત્ર બીચારી હાણાને રાંધણીમાં તાળા પડ્યા. રાંધણીમાં તે પગ શું મુકે કે એક ઘર માળમાં નાનકડાં બાલકનો એક જુની પેટીમાંથી જારબેજાર રડવાનો પોકાર નીકળવા માંડયો. બીચારી હાણા તો દંગ થઇ જોયાજ કરે, અને વેલેનતાઇન તેણીને ઉલટો દંમ કરે એટલે તે બીચારી આકરી ગાભરી પેટી ખોલે; અંદર નહી તો નીચે હશે; નહી તો પેટી પછવાડે હશે; જોય જોય ને નીરાશ. એક ગમ જાય કે બીજી ગમથી અવાજ નીકલે; તે જોઇ તે ગભરાઇ અને રાંધણીમાંથી બાહાર નીકલી પડી; કારણ તે સમજી કે બબરચીખાણામાં કાંઈ ભુતનો ચારો છે.

નીચે એ રવેશે હાણાનો ગભરાત મચ્યા રહયો હતો ત્યારે વેલેનતાઇનની મા

તેણીના બાપ સાથ વેલેનતાઇનને કેરે મોકલી દેવાને કાંઇ મનસુબો ચલાવતી હતી. તેઓએ તેને મી૦ ગુડમેન નામના એક મીત્રને ઘેર લંડનમાં મોકલવાનો ઠરાવ કરયો, અને મુસાફરીની બધી તઇયારી કરી. વેલેનતાઇનને એ વાત જણાવી. તે સાંભળી તે અતીશય ખુશી થયો.

બીજે દહાડે વેલેનતાઇન અને મીસીસ વોક્ષ કપડાં પેક કરવામાં રોકાયાં જયારે જોહન કાકા મી૦ ગુડમેન ઉપર પત્ર લખવા બેઠો. તે રાત્રે વેલેનતાઇનને ઉંઘ આવી નહી; તેનું બધું ધીઆન મુસાફરી અને તેની મજાહ ઉપર લાગેલું હતું. બામદાદમાં ૪ વાગે તે ઉઠયો. ઉપરવાના વખતને દોઢેક કલાક બાકી રહયો. જોહન કાકા વેલેનતાઇનને જોવા આવ્યો તેનો એવો વિચાર હતો કે જો વેલેનતાઇનની તબી અત મુસાફરીને લાયક હોય તોજ તેને મોક-

લવો નહીં તો હાલતુરતતો મોકુફ રાખવું. નાસ્તો તઇયાર થયો. વેલેનતાઇનને કે મીસીસ વાક્ષને કાંઇ ખાવા ગમ્યું નહીં. ગાડીનો વખત થયો. વેલેનતાઇન પોતાની માવતરને ભેટી કાકા સાથ બાહેર નીકલ્યો. મીસીસ વાક્ષ કોઇ જાણે નહીં તેમ કપડાં અને ટોપી પેહેરી એક ગલીને નાકે ઉભી કે જાંહાંથી ગાડી પસાર થવાની હતી.

"ચાલો, જલદી બેસો!" ગાડી હાંક-નાર બોલ્યો. "આઇમન ઘોડાની નાલ બરાબર તપાસીછે કે?"

"બરાબર છે, સાહેબ," આઇમન નાલ ફરીથી તપાસતો બોલ્યો. આ વખતે ગાડીમાં માલ ભરાતો હતો.

"ચાલો, મારા કુદકો, બેસો ગ્રહસ્થો!" ગાડીવાન બોલ્યો. વેલેનતાઇન પોતાના કાકાની

મરજીથી ગાડીની અંદર અશબર કોચબાક્ષની પછવાડે પીઠ કરી બેઠો.

"મેરબાની કરી મારી દીકરીને સંભાળજો" એક ઘરડી સ્ત્રી બોલી.

"કાંઇ ફીકર નહી," ગાડીવાન બોલ્યો "કોઇને કાંઈ અસવાર આવનાર નથી."

"સુકરાનાં," ઘરડી સ્ત્રી બોલી "જા દીકરી, ખોદા તારો નિગેહબાન થજો. જલદી જતાંવાર કાગલ લખજે."

"સંભાલજો!" ગાડી હાંકનાર બોલ્યો. "ઉઠીત, ઉઠીત ચાલ ઘોડા!" ઘોડાએ ચાલતી પકડી. પેલી ઘરડી સ્ત્રી પોતાની દીકરીને જતાં જોઇ જારેજાર રડી. જોહન કાકા પણ વેલિનતાઇનને વાસ્તે આંખમાં પાણી લાવ્યો.

"જગા નથી બાઇ જગા નથી!" ગાડીવાન મીસીસ વોક્ષને એક ગલીને નાકે ઉભેલી

જોઇ બોલ્યો. એ બોલ સાંભળતાં વેલિનતા-ઇનનાં ધ્યાન તથા નજર તેણીની તરફ ગયાં. તેણે તેણીને સલામ કીધી, જેના જવાબમાં તેણીએ પોતાનાં આંગળાં ઉપર બોસા લીધા.

બીચારા વેલિનતાઇનનું હઇયું ભરાઇ આવ્યું તેથી ગાડીમાં પેહેલો કલાકતો વગર બબરે ગયો. પણ કેટલેકવારે તેને તક મલી. ઘોડા બદલવાનું ઠેકાણું આવ્યું. ગાડી ઉભી રહી. તુલર કોચમેન નીચે ઉતરયો. તેને જોઇ પાસેનજરો પણ નીચે ઉતરયા. આપણો વેલિ-નતાઇનબી ઉતરયો. રસતા ઉપર એક હોતેલ હતું તાંહાં જરા ફરેશ થવા સઘળા ગયા. બે ચાર મીનોટમાં પાછા ફરયા. વેલિનતાઇનને હવે પોતા-નાં કામ માટે ઉલત આવી. "ઉવીત ઉવીત," કોચમેન તુલર બોલ્યો. ઘોડા ચાલવા લાગા.

"સબર, સબર; હો!" દુરથી એક અ-વાજ આવતો હોય તેમ વેલિનતાઇન બોલ્યો.

"અરે કોઇ પછવાડે રહી ગયું છે, તુલર" એક પાસેન્જર ગ્રહસ્થ બોલ્યો.

" એક જન દોડો તો " તુલર બોલ્યો, "ઠીક છે, ચાલ ઘોડા. એથી તે શીખશે કે વખતસર હંમેશ બરાબર હાજર કેમ રહેવું. એ રવેશે જો દરેક ઉતારૂને વાસતે હું ખોતી રહીશ તો મુસાફરી પુરી કરતાં પખવાડયું થઇ જાય."

"અરે, સબર, સબર, સબર!" વેલેન-તાઇન કોઇ હાંકતાં માણસનો અવાજ કાઢી બોલ્યો.

એક ડુંગર ઉપર ચઢયા પછી તુલર લ-ગામ ખેંચી પાછો ફરી કોણ છે તે જોવા લાગો પણ કોઇ નજરે પડયું નહી,

"કાંહાં છે તે" તુલરે પુછ્યું.

"ખાડીમાં!" વેલેનતાઇન પોતાનો અ-વાજ પછવાડે નાખી બોલ્યો.

"પાણીમાં ?" તુલર બોલ્યો, "તોબાહ પણ કાંહાં ?"

"પેલા," વેગ્નેનાર્ઇન બોલ્યો.

"રે, રે !" એક પાસેનજર જે પાદરી હતો તે બોલ્યો. "બીચારો શખ્સ થાકી જવાને લીધે પાણીમાં પડયો હશે. રે ભલા ગાડીવાન, એ કેવું ખોટું છે, જરા ગાડી ઉભી તો રાખ." કાંઇ અકસમાત બનશે એવી ધાસતીથી તુલર તે પેસેનજરને પાણીમાંથી બાહાર કાઢવા હેઠલ ઉતરયો; પણ જોકે તે કાંઇ સેંકડો ફુત ડુંગરા નીચે ઉતરયો પણ કોઇની કાંઇ નિશાન માલમ પડી નહી. થાકીને હાંફતો હાંફતો પાછો ઉપર આવ્યો અને પુછ્યું કે "તે શખ્સને કોઇએ દીઠોછે."

"આપણે તો બા એક છોકરાને ઝાડી ઓલંગી આવતાં દીઠોછે." એક ઉતારૂ બોલ્યો.

તુલરે પાસેનજર બુક કાઢી, ઉતારૂ ગણ્યાં.

બધા બરાબર હતા. તે પાછો બાક્ષ ઉપર ચઢ્યો તેના મનમાં એવો વિચાર હતો કે કોઇ ઝાડીમાં ભરાઇ બેઠેલો શખ્સ એવા અવાજ કાઢી ચેરાં કાઢતો હતો.

"ઉહીત, ઉહીત," બોલતાં તુલરે ઘોડા ને ચીમકી લગાવી. તેઓ ચોંકયા અને છલંગ મારવા લાગા. પાટો હુકમાંથી નીકલી ગયો; જે બરાબર કરવા તુલર હેઠલ ઉતર્યો. બરાબર કીધા પછી પાછો ચઢ્યો; પણ કોચબાક્ષ ઉપર તે બેસે શું કે વેલેનતાઇને એક હડપાં કુતરાંના જેવો સાદ કોચબાક્ષની તલેથી આવતો હોય તેમ કાઢયો. તાબરતોબ બુમ પાડતોજ કાલા પોષાકવાલો પાદરી હેઠલ ઉતરી પડયો, અને બોલ્યો "રે બોદા એ કેવુ બોટું! કેવું ભય ભરેલું! તમે મને કહયું કેમ નહી કે મારા પગની નીચે એક કુતરો બાંધ્યો છે."

"મને પણ કોઇએ કહયું નહી," તુલર બોલ્યો, "હું શું જાણું, ચાલો આવો આપણે એને બાહાર કાઢીએ."

"નહી. નહી, નહી, કદી નહી, તું શું હડખું લગાડવા માંગેચ કે?" પાદરી બોલ્યો. "મને પ્રથમ નીચે ઉતરવા દે અને પછી કાઢ."

"બેસો ત્યારે" તુલર બોલ્યો "તમારા પગ મજબુત બાક્ષ ઉપર મુકી રાખો. આપણે પછી એની ખબર લેશું." એટલું કહી તેણે પાછી ઘોડાને લગામ કીધી એટલે તેઓ ફુલ ગેલપ ચાલવા લાગા.

પેલા ગ્રહસ્થે તુલર સાથ વાત ચલાવી તેમાં તેણે લંડન શેહેરમાં તેના એક મીત્રના ઘરની નજદીક એક હડખા કુતરાને લીધે કેટ લાક લોકોને મોહોત ખમવું પડયું તે વીશે જણાવ્યું. વાતનાં દરમ્યાનમાં વેલેનતાઇને કુતરાના ઘુરવાના જેવો ઓંચીંતો સાદ કાઢયો જેથી પેલો ગ્રહસ્થ અને તુલર બંધે ચોંકયા અને કોચબાક્ષ ઉપરથી હવામાં ઉચે પગ ધરયા અને પછવાડેના ઉતારૂઓના ખોલામાં માથાં નાખ્યા.

તુલર ફક્રી ચટકી ઘોડા ઉભા રાખવા હેઠલ ઉતરવા જતો હતો; પણ એટલામાં તેની નજર દૂર રસ્તા ઉપર બીજા નવા ઘોડા બદલવા તઇઆર રહેલા હતા તે ઉપરપડી; તેથી તેણે ગાડી ઉભી રાખી નહી. તે બોલ્યો "જરા સબર કરો પેલા સ્ટેશન આગલ આપણે ઉભા રહીશું અને એ કુતરાના ધણીની ખબર લેશું. તેને એવો સ્વાદ દેખાડશું કે તે જનમ સુધી ઇઆદ કરતો રહેશે.

"અરે કોચમેન, રે કોચમેન મારી ટોપી ઉડી ગઇ!" વેલિનતાઇન ગાડીની પછવાડે અ-વાજ નાખી બોલ્યો.

"સારૂં થયું" તુલર ફક્રીને બોલ્યો, "તે લાવવા તનેજ દોડાઉશું, ફીકર નહી."

ઘોડા બદલવાનું મઠક આવ્યું. તુલર નીચે ઉતરયો. પેલો ગ્રહસ્થ પણ ઉતરતો હતો

એટલામાં વલી કુતરાના ઘુરકવાનો અવાજ નીકલ્યો અને હવે જુઓ કે તે બીચારો ગભરાઇને એક ઘરડા ઘોડાવાલાની ઉપર જઇ પડયો જેથી બંધે અકલાઇ જમીન ઉપર પડ્યા.

"કેમ સેઠ ઉતરતાંબી આવડેચ કે નહી?" ઘોડાવાલો ઉભો થઇ બોલ્યો.

"માફ માંગુછું ભાઇ," ગ્રહસ્થે જવાબ દીધો.

"ચાલો, આવો હવે પેલા સેતાનને બાહાર કાઢીએ અને જોઇએ કે એ કોણછે." ડુલર બોલ્યો, "ચાલ જીમ, જરા મદદ લાગ"

જીમ તેની નજદીક ગયો. કુતરો તો અતિશય ઘુરકવા લાગો. પેલો ગ્રહસ્થ જીમને સંભાલ રાખવા ચેતાવતો બોલ્યો "ખબરદાર કુતરો દાપુ ભરશે."

"હેરી જરા આવતો!" જીમ બોલ્યો, "તને કુતરાનો ભો નથી લાગતો."

હેરી આવ્યો; સેમ આવ્યો; પછી બાબ અને બીલ; પણ કુતરો કોઇ નજરે પડયો નહી; અને ગુરકવાનું જોસબંધ ચાલું રહ્યું તેથી કોઇએ પણ તે ખરાબ જાનવરને બાહાર ખેંચી કાઢવા બાક્ષમાં હાથ ઘાલવાની હીમત કીધી નહી. બાબ, તેટલા માટે તામ લુહારને બોલાવા ગયો. તે લુહારને વાસ્તે એવું કહેછે કે તે હડખા કુતરાથી જરા પણ બીહીતો ન હતો. બે ત્રણ મીનીટમાં તામ લુહાર હાથમાં લાલ તપાવેલી લાંબી ગચાડ લઇને આવ્યો.

"અરે રે!" પેલો ગ્રહસ્થ કમકમીને બોલ્યો, "બીચારાં પશુ તરફ એટલા ઘાટકી ના થાઓ."

"ત્યારે શું આખો દહાડો અહીંજ જોતી રહું કે?" તુલર બોલ્યો. "કોઇબી રીતે એને બાહાર કાઢવો જોઇએ."

એ ઉપરથી લુહારે સલીએ આણીગમ પેલી ગમ ખુણેખાંચોલે મોકલ્યો; અને દર મોકલે કુતરાના રડવાનો અવાજ દયા ઉપજાવે એવી રીતે નીકળ્યો.

"હું તમને કહું એ કેવો કુતરો છે," તામ લુહાર બોલ્યો, "એતો હડકાયો કુતરો છે."

"તે તો અમને પણ ખબર છે," પેલો ગ્રહસ્થ એક ગાડી ખાલી હતી તે ઉપર પાછીકનો મારયો ચઢી જઇ બોલ્યો.

"એ કુલ તેગામર જાતનો છે," લુહાર બોલ્યો, "એના ભસવા ઉપરથી મને લાગેછે. એ કુતરો હડકાયો થાય તો ઘણું ખરાબ."

"ત્યારે એ પીડાનું શું કરીએ," લુહારે પુછ્યું.

"ગોળીથી મારો, ગોળીથી," પેલો ગ્રહસ્થ ગાડીમાં સંભાળથી ભરાઇ બેસી બોલ્યો.

"મારી પાસ એક પીસ્તોલ છે" લુહાર બોલ્યો. "જા બાબ, તે લઇ આવ. તે દુકાનમાં ભઠીને માથે અભરાઇ ઉપરછે."

"પીસતોલ લાવ્યો, ઠીક ત્યારે," તુલર બાબને લાવતાં જોઇ બોલ્યો. "થોડા વખતમાં એનો આંકો આવવાનો હવે."

"એ ભરેલી છે કે?" તામને પીસતોલ લાવી આપતાં પુછ્યું.

"સંભાલજે ગોલી નીચે ઉતારજે!" તુલર બોલ્યો.

"ઠીક" તામ બોલ્યો.

પીસતોલ છુટી. ઘોડા ચોંક્યા. તોફાન મચી રહ્યું, પણ કોઇને કાંઇ નુકસાન થયું નહી. ધુમાડો નરમ પડે નહી એટલામાં વેલનતાઇને પાછો ધીમો નરમ પડતો કુતરાના રડવાનો સાદ પેટીમાં નાખ્યો જેથી બધાની ખાતરી થઇ કે બીચારૂં જનાવર મારયું ગયું.

"જનાવરે પ્રાણ છોડયો," તામ લુહાર પેટીમાં જનાવરનાં મુરદામાં સલીઓ ભોકી બોલ્યો.

"જોઇએ તો ખરા એ સેતાન કેવો છે." તુલર બોલ્યો.

કાલા પોષાકવાલો ગ્રહસ્થ એકદમ ગાડી માંથી બાહાર કુદી પડયો, અને જે કોઈ તાંહાં હાજર હતા તેઓ પાસે ગયા, તામે મુરદુ હાથ ઘાલી બાહાર કાઢ્યું પણ તેતો કોઇનો મારેલો સસલો હતો.

"એ કાંઇ બુલ તેરીઅર નથી," બાબ બોલ્યો.

"તમારી એ બાબે ખાતરી છે કે?" તુલર બોલ્યો.

"હા, અને હું તમને હમણાં તે શોધી આપુંછું," તામ બોલ્યો. તે લોકોનો સામન ખીસાડવા જતો હતો.

"ના, ના!" ગુલર બોલ્યો, "એટલાં વાસતે હું ખોતી થનાર નથી. એક કલાકનો મોડું થઇ ચુકું. ચાલો ગ્રહસ્થો બેઠો જાઓ!" તામ અને તેના સાથીઓ જેઓ નામ કાઢવાને ખંતી હતા તેઓએ ગુલરને આગ્રહ કીધો તેથી તેણે તેમને ખોલ કરવાની રજા આપી, સઘલો સામન ખસાડી ખુબ તલાસ કીધ. પણ નાશાપાસી શીવાએ કાંઇ તેઓએ દીઠું નહી. એ રમેશનો બનાવ જોઇ સઘલાઓ બીહીધા અને અજબ થયા કે એ શું ચમતકાર હશે. તેઓ સઘલા સ્થંભ થઇને એક બીજાનાં મોહોં તરફ તગોતગ જોવા લાગા. ફરી ફરીથી સામન બાક્ષમાંથી કાઢી બારીકીથી જોય અને ગભરાતમાં પડે.

"શું અંદર કાંઇ નથી?" ગુલર બોલ્યો

"કાંઈબી નથી, આવીને જુઓ."

ડુલરે બાક્ષ તેમજ સામાન ખોલીને બારીકીથી તપાસ કીધી. પેલા પાદરીએ જોયું. બાબે જોયું. બીલે જોયું. હેરીએ જોયું. અને બધાએ વારાફરતી જોયું પણ કાંઇ સાર કાઢયો નહી.

" અજાયબ ચમત્કાર જણાયછે, " ડુલર બોલ્યો.

" હું સોગંદ લઇ કહું છું કે બાક્ષમાંથી-જ અવાજ આવતો હતો," પેલા ગ્રહસ્થે કહ્યું.

" મેં મારી નજરે જોયો," બાબ બોલ્યો. તેની તરફ મને જોવાબી ગમ્યું નહી.

" કુતરો અહીં હતો એ વાતમાં તો જરાપણ સંદેહ નથી." પેલો ગ્રહસ્થ બોલ્યો, " પણ હવે સવાલ એ છે કે તે ગયો કાંહાં?"

" હું પેંત બ્રાન્ડીની સરત મારૂં છું, તામ, તે તારી પીસતોલથી ઉડી ગયોછે," હેરી બોલ્યો.

"ઉડાડી મુકયો? અરે મુર્ખ તે કેમ બને!" તામ બોલ્યો.

"કાં નાહી, કુતરો એમાં હતો કેની?" હેરી બોલ્યો. "જોનો તે નથી અહી; નથી પેલીગમ; નથી કેડે, ત્યારે તે ગયો કાંહાં! બંદુકનાં મોઢાંને રસ્તે ઉડી નહી ગયો તો કાંહાં ગયો."

મશ્કરાઓ અજબ થયા. તુલરે સામન પાછો તેની જગા ઉપર મુકયો. ઘોડાવાલાઓ તમામ થાકીને કંટાલી ગયા હતા તેથી તેમનામાં જરા હુશીઆરી આણવા માટે પેલા ગ્રહસ્થે કાંઈક પઈસા કાઢી આપ્યા એટલે બીરનો બાટલો તાંહાં આવી લાગો.

વેલેનતાઈન પોતાનાં કામની ફતેહ જોઈ અતિશય મલકાતો હતો. રબેને ઉંગાડો પડી જાય એવી ધાસ્તીથી તેણે જરાવાર ઢાલ નાખી.

તુલરને તો પેલા મોજેજ્ઞથી એટલી ચોંક લાગી હતી કે તેનું દીલ તાપથી ભરાયું.

વેલેનતાઇન પાછો તાજો થયો ત્યારે પોતાનું કામ ચલાવા લાગો. તેણે એક રડતાં બાલકનો સાદ કાઢયો. તે એટલો તો હુબેહુબ બાલકના રડવાને મલતો હતો કે સઘલાઓ હેરત પામ્યા કારણ કે ગાડીમાં કોઇ બચ્ચું હતું નહીં.

"બાઇ આ બચ્ચાંને જરા મુગું રાખશો તો મેહેરબાની થશે," તુલર બોલ્યો.

વેલેનતાઇને રડવાનું ચાલું રાખ્યું. તે એટલું જોરમાં હતું કે તુલર કંતાલી બોલ્યો, "તમે તમારાં છોકરાંને એ રીતે રડાવશો તો આગલ આપણાથી જવાશે કેમ. મારા ઘોડા ચોંકેછે. તેમની લગામ હાથમાં રહેતી નથી. તોબાહ, એ રીતે મને કંતાલો મલતો જશે તો માથું ચરી આવે એમાં નવાઇ શી,"

"અલબતાં એ ઘણુંજ કંતાલા ભરેલું છે," પેલા ગ્રહસ્થ બોલ્યો.

"જોવોની કેવા કંતાલો, એ રવેશે તો માણસ જલદી ઘેલું થઇ જાય!" તુલર બોલ્યો.

"પણ હું શું કરૂં" વેલિનતાઇને એક ઓરતનો સાદ કાઢી કહયું, "મુંગું રાખુ છું પણ તે મુંગુ રહેતું નથી. એમાં હું શું કરૂં ચાલ નાખીદેઉં મુઆંને." એટલું કહી તેણે એક જબરી તીક્ષણ કીકીઆરી પાડી અને બોલ્યો, "બાલક રે બાલ્કક, બાલક મુવું રે!" તુલરે તરતજ ગાડી ઉભી રાખી, અને લગામ તેની પાસે બાક્ષ ઉપર બેઠેલા ગરહસ્થના હાથમાં આપી પેલાં બચ્ચાંની માએને તે તરફ ધાટકી રહેવાને લીધે થપકો આપવા હેઠલ ઉતરયો.

"કેમ કંઈ પડી ગયું કે, કોચમેન?" એક ગરહસ્થે પુછયું.

"કંઇ પડી ગયું? તુલર ગુસામાં બોલ્યો, "કાંહાં છે પેલું બાલક?"

"કયું બાલક?" એક જણે પુછયું.

"જે પેલી ઓરતે હમાણાં રસતા ઉપર ફેંકી દીધું તે!" તુલરે કહયું.

"અમારે યાંહાં તોકોઈ બાલક હતું નહી," એક બીજો શખ્સ બોલ્યો. તેના કહેવાને સઘલાઓએ એક અવાજે ગવાહી પુરી.

"શું" તુલર બોલ્યો, "તમે શું એવું કહેવા માંગોછો કે—તમો શું મને એવું સમજવા માંગોછો કે તમારી પાસ એક બાલક હતું નહી. શું જે બાલક લગભગ એક કલાક થયો રડી રડી મારૂં માથું ખાઇ ગયું—જે બાલકની કીકીઆરીથી મારા ઘોડા અતિશય ચોંકતા હતા અને ઘોડાને ખેંચતાં હું પાણી

ઉતાર થઇ ગયો—તે બાળકને એકદમ ગુમ કરી નાખ્યું ?"

"હું તમને કહુંછું, કોચમેન," એક બીજો ગ્રહસ્થ બોલ્યો, "કે અહીં કોઈ પણ બાળક હતું નહી."

"તોબાહ, એ કેમ બને!" ગુસ્સે માથું ગબડતો અને જમનો હાથ હવામાં ફેંકતો બોલ્યો, "જાહાં છે તાંહાં કોઇ ભુત પેસી ગયલો છે. તે કોઈ અંદરનો કે બાહારનો પાસેન્જર છે. કોઇ દીવસ એવો ઉતારુ મળ્યો હતો નહી." એટલું બોલતાં તે કોચબાક્ષ ઉપર ચઢ્યો અને પોતાની ચોપડી કાઢી ઉતારુઓમાં એવો કોણ ચંડાલ હતો તે જાણવા તેમના નામ વાંચવા લાગો; જ્યારે સઘળા ઉતારુઓ તેમજ વેલિનતાઇન એકેક સાથ વાત ચીતમાં ગુંતાયા. તેઓ હેરત પામતા દાંતમાં આંગળાં પકડતા.

"બરાબર, હવે સમજ્યો !" તુલર એક બોરા જે તે રસ્તેથી હાથમાં એક તાપલી લઇ જતી હતી તેને જોઇ બોલ્યો. "એજ એજ, એ એનુજ કામ. રગડો એ સેતાન બુધીઆને !"

એમ કરતાં રસ્તામાં જ્યારે ઉતારાનું મઠક આવ્યું ત્યારે તુલરે ગાડી ઉભી રાખી. તે તબેલામાં ગયો અને એક હથોડી, ખીલા, અને ઘોડાની નાળ લઇ આવ્યો. તે નાલ તેણે કોચબાક્ષના પગ મુકવાનાં પાત્યાંને જડી.

"હં, હવે એ ડાકણ દપત પડશે." તુલર બોલ્યો.

"તુલર એ શું કીધું તે? પાત્યાંને નાલ શાની જડી?" પેલા ગ્રહસ્થે પુછ્યું.

"અરે સાહેબ, તમે નહી સમજો. જાહાંછે તાંહાં એક ડાકણ લાગુ પડીછે. તે સઘલો ફેસાદ કરેછે."

"બેવકુફઇ," પેલો ગ્રહસ્થ બોલ્યો:, "એવો પાપી વિચાર કરવાની તમે કેમ હીંમત ચલાવોછો ?"

"મને બરાબર ખબર છે," તુલર બોલ્યો, "પેલી બદસુરત ઓરત હમણાં અહીથી ચાલી ગઇ તે ઉપરથી મને ઇયાદ આવ્યું. તે એક ડાકણછે." તુલર બોલ્યો.

"કોણછે ?" પેલા ગરસ્થે પુછ્યું.

"દાકણ છે," તુલરે જવાબ દીધો. "હું તે વિશે બધું તમને કહુંછું. "ચોથે દહાડે જયારે રસતા ઉપરથી જતો હતો ત્યારે મેં તેણીને પગઠી ઉપર એક ઠેકાણે બેઠેલી જોઇ તેણીની પાસે એક તોપલી હતી. નાનો હેરી મારા શેઠનો ભાનેજ, મારી પાસ કોચબાક્ષ ઉપર હતો. તેણે તેણીને ઓળખી. તે બોલ્યો, "તુલર જો તું પેલી ઓરતની તોપલી ઉડા-

રશે તો હું તને પન્ચનું એક ગ્લાસ પાવશ. તે સરત મેં કબુલ રાખી. મારો ચાબક ત-ઇઆર કીધો, અને જેવી ગાડી તેણીની આ-ગલથી ચાલી કે મેં તરત મારો ચાબક ટોપલો નાં કરાંમાં ભેરવ્યો એટલે તે ઉચકઇ આવી, અને હેરીના માથાં ઉપર પડી. હવે તે ટોપ-લીમાં થોડાંક ઇંડાં હતાં તે ભાગી ગયાં, અને તેમની દાલ તથા સપેદીથી હેરી ગુગલાઈ ગયો. મેં ઘોડાની લગામ ખેંચી પકડી કારણ કે મારૂં પણ મોઢું ઇંડાંથી ખરાબ થઇ ગયું અને આગલ દેખાતું ન હતું. થોડેકવારે પેલી બાઇરી દોડતી આવી અને ઇંડાં માંગ્યાં. મે તેણીને એક રૂપીઓ આપ્યો; હેરીએ એક ખાલ્જો આપ્યો. પણ તેથા તેણીની રાજી થઇ નહી. તે તો ફકત ઇડાં માંગે; અને તે-બી વલી તેજ ઇંડાં બીજાં નહી. તેણીએ જતી વખત મારી ઉપર કાંઇ મંત્ર ભણયું ત્યારે

બાના હેરીએ તેને ઓળખી કે તે દાકણ હતી. તે દાકણ આખા શેહેરમાં સરવેને જાણીતી હતી, અને આજે જે આપણે આપણી નજર આગળ બનતું જોયું છે તે કાંઈજ નહી પણ તેજ દાકણનું કરતુક છે પણ હવે તેણીનું જાદુ આપણી ઉપર કાંઇ ચાલનાર નથી. મેં ઘોડા ની નાળ આપણી ગાડીને જડીછે એટલે બધું દફે થશે."

"તું શું ખાતરીથી કહેછે કે? ખબર દાર?" વેલેનતાઇન એવી રીતે બોલ્યો કે તે માત્ર તુલરનેજ સંભલાયું. તુલર ચોંકયો અને અતિશય ગભરાયો. પણ તેનો ગભરાટ તુરત નરમ પડયો. ગાડીમાં બેસાડેલી નાળની અસર ઉપર તેને પુરતું એકીન હતું.

"કોચમેન!" એક પાસેનજર બોલ્યો. "જરા ભાઈ જમણી બાજુનું ચાક તપાશી જો. તે ડોલા ખાયછે, અને ઓય નીકલી પડશે."

"તુલર હવે એટલો તો કંતાલી ગયો હતો કે તેણે પેલાના કહેવા ઉપર લગાર પણ ધ્યાન આપ્યુ નહી. જયારે ઘણુંજ થયું ત્યારે એટલુંજ કીધું કે સઘલા ઉતારૂઓને તેણે દાબી સાઇડ ઉપર એકઠા થવાને કહ્યું જે તેઓએ કીધુ; પણ તુલરે ભુલથી ડાબી તરફની લગામ ખેંચી એટલે ઘોડા તે તરફ ફરી ગયા અને એક પાલ સાથ ગાડી અફલાઇ ઉંધી વલી. તુલર અને કોચબાક્ષ ઉપર બેઠેલા એક ગરહસ્થ બંધે ઉડીને છાણના એક મોટા ઢગલામાં પડયા. દાકણની વાત તેના મનમાં તાજી હતી. નાલ ઉપરથી તેનું એકીન અવે ઉઠી ગયું. ગાડીની આસપાસ જમાવ થયલા લોકોને સઘલું સોંપી નજદીકમાં એક પાંહોંચખાણું હતું તાંહાં તે ગયો. જરા ઠીકઠાક થઇ એક બ્રાન્દીનું ગ્લાસ ઉડાવ્યું. થોડા વખ્તમાં હુસીઆરી આવી એટલે પેલી દાકણને સેરભરવા માંડી.

# પ્રકરણ ૬ થું.

## કાલા પોશાકવાલા ગ્રહસ્થની મોટી સખાવત.

તુબર કોચમેનતો હોતેલમાં જઇને લત્યો. પેલી દાકણે તેની સઘલી સુધ બુધ ઉડારી મુકી હતી. હોતેલમાં સઘલા જણનો ઘોઘાટ અતિશય મચી રહયો હતો. સઘલાઓને ખોતી થતું હતું તથી તેઓએ તેને ઉઠાડવાની ઘણીએ યુકિત કરી પણ તે એટલો તો ભર ઉંઘમાં પડી જોરથી ઘોરતો હતો કે તેને હાલવ્યા છતાં તે ઓઆાબથી બીદાર થઇ શકયો નહી. આખરે ભારે મેહેનત અને યુકિતથી તે જાગરૂત થયો.

"ચાલ કોચમેન, ચાલ, આપણને ખોતી થાય છે," પેલા કાલા પોશાકવાલો ગ્રહસ્થ બોલ્યો.

આ કહેવાની તુલર ઉપર કાંઇ અસર થઈ નહી. તેતો જરા જરામાં ડાકણને ઈઆદ કરી ગભરાય. ગાડી હાંકી લઇ જવાને વીચાર કરે અને પાછો બીહીને અચકે. આખરે હોતેલવાલાએ ગાડી હાંકી લઇ જવાને માથે લીધું. તે બાહાર જતો હતો એટલામાં વેલેન-તાઇને પેલા કાલા પોશાકવાલા ગ્રહસ્થનો સાદ કાઢી તેને એક દજન બરાન્ડી અને ૧૨. મા-ણસને માટે ખાવાનું તઇઆર કરવા કહયુ. એ હુકમ પેલા કાલા પોશાકવાલાના મોહોંમાંથી નિકલેલો જાણી "તઇઆર છે સાહેબ" કરી તે બબરચીખાણામાં ગયો. તાબરતોબ ઘરનાં સઘલાં માણસો કામે લાગી ગયાં. દેનને ગોસને માટે ઘોડા ઉપર બજાર ભણી રવાનાં કીધો. રોજરને સગડીના સલીઆ સાફ કરવા બેસા-ડયો. સેલીને ઇંગાર પાડવા કહ્યું. ઘર ધણી-આણીએ બરાન્ડી બાટલીમાં ભરવા માંડયો,

અને સઘલાઓને કામમાં ચપલાઈથી રાખવાને ઉશ્કેરીઆ.

પેલા કાલા પોષાકવાલા શખ્સને ઘણું માઠું થતું હતું તેથી તેણે તુલરને ઘણો સમજાવ્યો પણ સરવે ફોકત. તેણે ગાડીના બીજા મથક તરફ ચાલી જવાનો વીચાર કીધો; પણ જ્યારે તેને એવી ખબર મલી કે નજદીકનું બીજું મથક સાત માઈલ કરતાં ઓછું દુર ન હતું ત્યારે તે નિરાશ થઇ ગયો અને લાચારીએ તુલરને બાઇબાપા કરી સમજાવવા તથા છાપરે ચઢાવવા લાગો.

ખાણું તઇઆર થયું. તેબલ ઉપર આવ્યું. સઘલા લોકોને તે અતીશય પસંદ પડયું બાટલીઓ ચપોચપ ઉઘેરાવા લાગી. પણ પેલો કાલા પોશાકવાલો ગ્રહસ્થ જમવામાં સામેલ થયો નહી. હોટેલવાલીએ તેમજ બીજાઓએ

તેને તેડયો પણ તે ગયો નહી. "કેમ તમે પોતે ખાણું મંગાવ્યું અને તમારા સખુન માટે મેં તે કેવી મેહેનત લઈ તઇઆર કીધુ અને તે તમને ગમતું નહી શું?" હોતેલવાલી બોલી.

"મેં ખાણાની વરદી કીધી?" પેલા ગ્રહસ્થ અજબ થઇ બોલ્યો. "શું મેં વરદી આપી?"

"અલબતાં," હોતેલવાલો અને તેની ઓરત બંધે બોલ્યાં.

"કેમ તમો લોકોને સ્વપ્નું આવ્યું હતું કે?" ગ્રહસ્થ બોલ્યો.

"આ ઠેકાણે જમાવ થયલા સઘલા ગ્રહસ્થ અને બાઇઓને અરજ કરી પુછું છું કે તેઓએ આ ગ્રહસ્થને સઘલાં ખાણાંની તેમજ શરાબની વરદી આપતાં સાંભલ્યોછે કે નહી?"

"અલબતાં," તુલર અને બીજા સરવે બોલ્યા. "અમે અમારા કાંનેકાન સાંભલ્યું છે."

"જૂઠ, જુઠ, હું કસમ લઇ કહુછું કે મેં એકપણ શબ્દ વરદીના રૂપમાં કાઢયો નથી," પેલો ગ્રહસ્થ બોલ્યો, અને હું કાંઇ એનો ખરચ આપું નહી."

આ ઉપરથી હોતેલવાલા અને તે ગ્રહસ્થના દરમ્યાનમાં પંચાતી અને વાદવિવાદ ચાલુ થયો. આખરે કેટલાકના કહેવાથી સમાધાની કરવામાં આવી. સઘલાઓએ સરખે હીસ્સે આપવો એવો વિચાર નકી થયો. એ સાંભલી કેટલાક ઘોડાવાલા અને બીજા ખાણાં આગલથી ઉઠી ગયા. તે જોઈ પેલા ગ્રહસ્થે બાકીનો બધો ખરચ આપવા કહયો અને બધા જણા પાછા તેબલ ઉપર બેઠા.

હોતેલવાલાને પેલા ગરહસ્થ સાથ પંચાતી થવાથી તેને નુંકસાન કરી તેના ઉપર રસ્તામાં વેર લેવાને તે દાંત કચકચાવી કાંઇ બબરયો

હતો; અને તેમ કરતાં વેલેનતાઇને તેને દીઠો હતો, તેથી તેની ઉપર નજર રાખવાને તથા કાંઇ નુકસાન કરતો તેને અટકાવવાને બનતાં સુધી તેણે સંભાલ રાખી હતી. તે જોહન હોતેલવાલાની પુઠે બબરચી ખાણાં તરફ ગયો. તાંહાં તેણે હોતેલવાલીને એક ખાટકી સાથ ગોસ બાબે કાંઇ વાત કરતાં સાંભલી. તે તક તેને પેલા હાતેલવાલાને શિક્ષા કરવાને અછી મલેલી લાગી. જોહન હાથમાં એક ચાબક લઇ એક ઓરડામાંથી બબરચીખાણાં તરફ જતો હતો એટલામાં તેણે હોતેલવાલીના જેવો સાદ કાઢી આ શબ્દો તેના કાન ઊપર નાંખ્યા. "જા પ્યારા, હાલતો જા, પણ થોડે થોડે દહાડે તું પાછો આવતો રહેજે. કાંઇ ફીકર કરતો ના આજ રાત્રે જોહન પુખ્ખ ઘર આવવાનો નથી!"

"હં અં—ઠીક—વાત તો બહુ અજીકછ છે" જોહન બોલ્યો. "થોડે થોડે દહાડે તું પાછો આવતો રહેજે, અને આજ રાતે જોહન બુબપ ઘર પાછો આવનાર નથી! વારૂં વાર ઠીકછે, આવજે, જોહ્ન તું આવજે, આનીકોરે હું છું. પછી થઇ રહેશે."

આ રવેશના સખુન ઓચરવા પછી તેણે તુલરને બદલે ગાડી હાંકી લઇ જવાનો અને રાહમાં પેલા કાલા પોશાકવાલાને નુંકસાન કરવાનો વિચાર તજી દીધો.

વારે વેલેનતાઇન, તારા કેવા પ્રતાપ!

હવે પેલીગમ ગાડી તઇઆર થઇ. તુલરને વેલેનતાઇને સમજાવ્યો કે ૪૦ માઇલના ઘેરાવાની જગાની પેલીપાર કોઇ પણ ડાકણની જાદુઇનું જોર ચાલી શકે નહી. એ વિચારે તેના મન ઉપર મજબુત સારી અસર કીધી

તેથી તે હીંમત કરી કોચબાક્ષ ઉપર ચડયો અને લગામ હાથમાં લીધી એટલે ગાડી આ-ખરે ગગડવા માંડી. આપણા વેલેનતાઇન આ વખત કોચબાક્ષ ઉપર બીરાજ્યા હતા તેણે હવે કાંઇ પણ ચેરાં કાઢવાનો વીચાર મુકી દીધો તે એટલાજ માટે કે તેના કહેવા ઉપર તુલરને ઇતબાર આવે અને ખરેજ થોડીક મંજલ જવા પછી તુલરે તેનો તેણે આપેલા ઉપદેશ માટે ઉપકાર પણ માન્યો.

---

## પ્રકરણ ૭ મું.

જોહન કાકાનો મીત્ર. તેનાં સગાં વ્હાલાં. બે બેમાલુમ ખાતર પાડનારા. એક પ્રખ્યાત કચરાપટી.

જોહોન કાકાનો મીત્ર મી૦ ગ્રીમઉદ ગુદમેન જેને અસ્તક વેલેનતાઇનને સોંપ્યો

હતો તે બેસુમાર દોલતનો માલેક હતો. તે ઘણોજ નાજુક બાંધાનો અને ઉંચો હતો. તે તદન કુવારો પરણ્યા વગર રહયો હતો. તેના સગા વાહાલાંમાં એક ભાઇ ભત્રીજો અને તેમની ઓરત સીવાય બીજું કોઇ હતું નહી. તે પરણુવાનો વિચ્યાર કરે નહી એ માટે તેઓ પુરતી સંભાલ રાખતાં હતાં. તેઓનો દોલો ગુદમેનની દોલત ઉપર હતો. તેના પઇસાવડે તેઓ સુખચેન અને મોજમજાહથી રહેતાં હતાં, અને બાહીતાં હતાં કે રખેને મી૦ ગુદમેન લગ્ન કરે તો તેની દોલત તેમના હાથમાં આવતી અટકે. એટલાજ હેતુથી ગુદમેને જયારે વેલેનતાઇનનાં તે કુટુંબમાં આવવાની વકી અને તે તરફ પોતાની અત્યંત ખુશી દેખાડી ત્યારે તેઓને તે સાંભલતાંજ તાવ ચઢી આવ્યો. તેઓએ તેને કદી દીઠો ન હતો.

તેઓના તે જુવાન કંગાલનો હેવાલ અને તેની તારીફ ગુદમેનને મોંહોડેથી સાંભલી તેઓથી તાંમાશ થઇ શકાયુ નહીં. તેઓ વેલેનતાઇનને માટે દર કરવ લાગાં કે ગુદમેનની દોલત તેમના હાથમ જતી તે અટકાવશે. તેટલા માટે તેઓએ પોતાની ઉપર આવતી ધાસ્તી દુર કરવાનો કાંઇ ચારો શોધવાની યુકિતઓ રચયામાં વખત લગાડયો નહી. વેલેનતાઇન એક ધરમસરામાં ઉતરવાનો હતો, તેને એસ્તેકબાલ લેવા માટે ગુદમેને પોતાના ભાઇ વાલ્ટરને મોકલ્યો હતો, તે લાગ સમજી પેલાં સગાંઓએ એવો મનસુબો કરયો કે વેલેનતાઇને કોઇ દીન પણ ગુદમેનને નજરે જોયો ન હતો તેથી વાલ્ટરે એવું કરવું કે પોતે ગુદમેન છે એવું તેને જણાવવું અને છી કાંઈ યુકિત કરી તેને કોઇ

અંધારી જગામાં પુરી મુકવો અને તેને માટે કોઇ મનવાર કે વ્હાણ ઉપર સેલરની ચાકરી શોધીકાઢી તેને તાંહાંથી વદયા કરવો.

એવો મનસુબો કરયા ઉપરથી વાલતર ડેડવેલ વખતે ધરમસરા તરફ ગયો, અને તેનો બેટા હોરેસ વેલેનતાઇનને આવકાર દેવાની સઘલી ગોઠવણ કરવામાં રોકાયો. એ સઘલાઓએ બીજી એવી ગોઠવણ કરી હતી કે જયારે તે આવી પોહોંચે ત્યારે તેને તાબરતોબ બાહાર મોકલાવી દેવો અને કે તેને કોઇ નવા ઉતારા ઉપર લઇ જવા પછી ગુદમેનને એવું સમજાવવું કે વેલેનતાઇન બીલકુલ આવ્યો નથી. સારાં નસીબે વેલેનતાઇનની ગાડાને ઘણુંજ મોડું થયું હતું, અને એટલામાં ભલો ગુદમેન પોતાનું કામ પુરૂં કરી વેલેનતાઇનને મલવાને માટે ધરમસરા તરફ આવ્યો. તેણે

પોતાના ભાઇને પાછો ઘર મોકલી વેલેનતાઇ-
નને આવ: ર ેવાનું કામ પોતાને હાથ રાખ્યું,
જેથી વાલતરને તેમજ તેની એકસંપી ટોલીને
ઘણુંજ દુખ લાગું.

પણ તેનાં આ કામથી તે તોલી કાંઇ ની-
રાશ થઈ નહી, જયારે ગુદમેને પોતાને હાથ
વેલેનતાઇનને આવકાર દેવાનું કામ રાખ્યું
ત્યારે વાલતર રસ્તામાં ગાડીની રાહા જોતો
આગલ વધ્યો તેણે મનમાં કોઇબી રવેશે વેલન-
તાઇનને પોતાના કબજામાં લાવવાનો મકમ
બિચાર કીધો હતો. આ સઘલો વખત ગુદ
મેન ઘરમસરાના કાવાખાણામાં બેસી કલેરેટનું
તંબલર આગલ રાખી એક વર્તમાન પત્ર વાં-
ચતો હતો. જોકે તેની નજર તે પેપર ઉપર
હતી તો પણ તેનું ધ્યાન ગાડી તરફજ રોકા-
યલુ હતું તે મનસે વીચાર કરતો હતો કે શું

એમબી બને કે એક માણસ કલાકનાં કલાક ન્યુસપેપર વાંચતા રહે અને તેમનાં એક વાક્ય તરફથી ધ્યાન નહી આપે ! જ્યારે ઘડીઆ-લમાં ૧૦ નો ટકોરો વાગ્યો ત્યારે પોતાની હ-જુરમાં ઉભેલા માણસ તરફ જોઇ તે બોલ્યો· "છોકરા, આ ઘણું અજાયબ જેવું છે—નહી વારૂ?"

"કેમ સાહેબ, કાંઇ ઘણું મોડું થયુ નથી," તે માણસે જવાબ દીધો, "આજે તુલર કોચમેનની વારીછે અને તે તો હંમેશ એમજ આવેછે."

"મને તો લાગેછે કે જાંહાંછે તાંહાં કાંઇ અકસમાત બન્યો છે," ગુદમેન બોલ્યો.

"અરે સાહેબ તેવી કાંઇએ ધાસતી રા-ખવી નહી," પેલું માણુસ બોલ્યું, "સર્વ સ-લામત છે; હા ઘરડો તુલર જરા ધીરોછે ખરો

પણ તે ઠાવકોછે—તો પણ આજનાં જેટલું તેણે કોઇ દીવસ મોડું કીધું હોય એવું મને ઇઆદ નથી."

આ મુઆફેકનો કાંઇક દીલાસો મલવા ઉપરથી તે ધરમસરાના દરવાજા આગલ ગયો. તાંહાં તેણે પોતાના ભાઇને તથા ભત્રીજાને એક પોરતર સાથ વાત કરતા દીઠા. "કેમ પોરતર તારી ખાતરી છે કે ગાડી આવીતો નથીજ," વાલતરે પોરતરને પુછયું.

"વાલતર! હોરેસ!" ગુદમેને હાક મારયો; એટલે પેલા બંધે જણા સાદ સાંભલી ચોંકયા; પણ છટકી જવાનો કાંઇ વખત દીઠો નહી ત્યારે તેઓ તેની નજદીક ગયા, અને કાંઇક અચરતીના શબ્દો બબરયા પછી તેઓએ ગુદમેનને ખાતરીથી કહ્યું કે સાંજના પુષકલ થંડી પડેછે અને મધ્ય રાત થતાં પણ ગાડી

આવી લાગે એવું નથી તેથી તે પાધરો ઘર જાય તો ઠીક; તેઓમાંથી એક જણ વેલેનતા-ઇનની સાથ રહેશે.

"તમારી મોટી મેરબાની છે," ગુડમેન બંધેને હાથ પકડી બોલ્યો "એક શખ્સ કે જેને માતે મને ઘણું લાગેછે તે તરફ તમો આટલી કાલજી દેખાડોછો તે જોઇ હું ઘણો ખુસી છું. તો પણ જયારે એમજ છે કે તે હવે જલદી આવી લાગશે ત્યારે તો આપણે સાથેજ ઉભા રહીએ અને જરા વાઇનનું ગલાસ લઇએ."

વાલતર અને હોરેસ બંધેએ ઉડાવવાની ઘણીજ પેરવી કરી પણ ગુડમેને તો જાણે તેમની નિષ્ટા ચેતી ગયો હોય તેમ બો-હોસ કરવામાં કાંઇ બાકી રાખ્યું નહી. તેઓ કાવાખાણામાં જઇને બેઠાને થોડોક વિલંબ

ગયો નહી એટલામાં ગાડીના આવી પોહોંચવા
ની સીગનલ મલી; અને વેલિનતાઇનને આવ-
કાર દેવા માટે ગુદમેન કમપાઉંદની બાહાર ગયો.

"સંધું થઈ ચુકું !" વાલતર ગુદમેનન
જવા પછી બોલ્યો. "મેં કેવી મુરખાઇ કીધી
કે હું ચકી આગલ ઉભો રહયો નહી; પણ હું
તો એવું પકકું સમજયો હતો કે ગાડી તો
આવી ગઇ હશે."

"કોણ જાણે શું સેતાન ચોથડયુ થયું,"
હોરેસ બોલ્યો, "તેથી હું વિજલીની મફક
અહીં દોડતો કે આવી લાગો."

"ચાલો હવે તો સઘલું રદ થયું," વાલ
તર બોલ્યો, "આ વખતે આપણે મોટી ઉલ
થાપ ખાધી. પણ ફીકર નહી, હજી પણ આપ-
ણા હાથમાંજ વાતછે."

"તમારૂં નામ વેલિનતાઇન વાસ છે, સાહેબ ?" ગુદમેને' એક જુવાન શખ્સ જે ગાડીમાંથી ઊતરતા હતા તેને પુછ્યું.

"હા, સાહેબ," વેલિનતાઇન બાલ્યા.

"મારૂં નામ ગુદમેનછે; હું તમને જોઇને ખુશાલ છું. હું ધારૂં છું કે રસ્તામાં તમને કાંઇ હરકત નડી ન હશે."

"નહી કાંઇ દમ જેવી નહી," વેલિનતાઇને જવાબ દીધા.

"કાંઇ વધારે સવાલ કરોના" તુલર કેટલાક ઘોડાવાલાઓ જે તેની આસપાસ ગુચરૂં થઇ તેને સવાલ કરતા હતા તેમની આગલથી ચાલી જતાં બાલ્યા. "એ બાબે મને કાંઇ પુછાના. તે સંભારી મને કંપારી છુતેછે. (ગુદમેનને) આ નેક ગ્રહસ્થના હું અત્યંત આભારી થયા

છુ. એ શેઠે જો મને સારી સલાહ આપી નહી હતે તો અત્યારે કે આજ રાત્રે પણ અમો અતરે આવી લાગતે નહી."

આ કહેવાથી વેલેનતાઇન ઉપર એટલી અસર થઇ કે તેણે ખીસામાંથી રૂ૩ કાઢી ઘુલ- રને આપ્યા, અને બીજુ એવું થયું કે તેથી ગુદમેનના મન ઉપર વેલેનતાઇન બાબે સારી લાગણીએ ઘર કીધું. તેણે વેલેનતાઇનનો સા- મન બરાબર એક ઠેકાણે મુકાવ્યા પછી વાલતર અને હોરેસ સાથ તેને ઓલખાણ કરાવી. તેઓએ બા આબરૂથી ખેરઆફીઅત સાથ તેની મુલાકાત લીધી; પણ તેમના દીલમાં આડાં અવળાં આવતાં હતાં.

"હવે ચાલો, મારા જુવાન મીત્ર," ગુદ મેન વેલેનતાઇનનો હાથ ફરીથી પકડી તથા

દીલાજાનીથી હીલવી બોલ્યો, "તમો સુખી સલામત આવી પોહોંચ્યા છો તે જોઇ મને ઘણો હરખ ઉત્પન્ન થયો છે; તમારૂં દીલ થંડું થયલું લાગેછે, હા તેમજ લાગેછે. છોકરા, આ ગ્રહસ્થને માટે એક કાફીનો પ્યાલો લાવ; કેમ રસ્તામાં એટલું મોડું શાથી થયું ? પણ નાહી તમે હાકી ગયાછો—હમણા કાંઇ કહેતા ના."

"થાક શાની," વેલેનતાઇને જવાબ દીધો. ગુદમેનનું દીલ તેની તરફ ઘણુંજ ખરૂં અને મયાલુ લાગું પણ પેલા બીજા બેની નજરમાં સનીસાઈ છે એવું તેને જણાઇ આવ્યું.

"ચાલો, જરા વાઈન લ્યો," ભલા દીલનો ગુદમેન બોલ્યો. તે વેલેનતાઇનને જોઇ એટલો ખુશી થતો હતો કે ગોયા તે તેનો પોતાનો પુત્ર હતો. "મારા પ્યારા બેટા, બોહ

તારી તંદરોસ્તીમાં જીઆદતી કરજો," ગુદ મેન બોલ્યો. આ શબ્દોથી વોલતર અને હોરેસના દીલમાં અત્યંત દુખ અને કપત ઉત્પન થયું. તેની અસર તેઓએ દાબી રાખી નહી; અને તેટલા માટે, વેલેનતાઈનને ટચકો કરી કાંઇ કહયા પછી તેઓ તેનુ નકકી કરવા માટે યુકિત રચવા તાંહાંથી બાહાર નિકલ્યા.

"ચાલો ભાઈ," ગુદમેને પેલા બંવે જણના જવા પછી વેલેનતાઈનને કહ્યું, "ચાલો હવે, આજે ગાડીને એટલું બધું મોડું કેમ થયું તે કહી સમજાવાની તસદી લેવો."

વેલનતાઇને તેની તરફ તગોતગ જોયા કીધું, અને હસ્યો. ખરૂં કારણ તેને જાણાવવાને તે પ્રથમતો અચકાયો; પણ આખરે તેનો તે વિચાર ફરી ગયો, અને તે મનસે

બોલ્યો કે તેના હેવાલથી તે ઘરડા પુરૂષને ગ-
મત મલયાવના રહેશે નહી. આ રવેશનો
વિચાર કરયા પછી તે બોલ્યો, "સાહેબ, જે
મોડું થયું છે તે માત્ર મારાથી થયું છે."

"અરે પણ મેં તો એવું સાંભળ્યું કે જો
તમો ન હતે તો ગાડી મુદ્દલ આવતે નહી,"
ગુદમેન અચરત થઇ બોલ્યો.

" એ વાતબી ખરી છે, " વેલનતાઇને
જવાબ દીધો, "પણ આટલુંબી ખરૂં છે કે જો
હું નહી હતે તો ગાડી કેટલો વખત અગાઉની
વેલાસર આવી પોંહોંચતે."

"એ શું બોલોછો," ગુદમેન અચરત થઇ
બોલ્યો. પણ વેલનતાઇને પેહેલખાતરી કરી
લીધી કે ગુદમેનનું દીલ તેની તરફ ખરૂં જ છે
ત્યારે તેણે પોતાનાં સઘલાં કરતુકનો વાસ્તવીક

વૃતાંત કહી સંભલાવ્યો. તે સાંભલતી વખ્ત પેલા જઈફને દીલે કમકમાત ઉપજયો.

"અરે, અરે, પ્યારા દીકરા," બુદમેન બોલ્યો, "સંભાલજો કે આ વાત કોઇ બીજા આગલ કરતા ના. ખબરદાર, ખાનગી રાખજો, સંભાલજો અને મારા બોલ ઇયાદ રાખજો." આટલું બોલ્યા પછી તેને ફરી હસવું આવ્યું અને વેલેનતાઇન પોતાના જઇફ મીત્રની સારી પરોણાગતથી પોતાને મુબારકબાદી આપતો હતો. તેની વાત ઇયાદ કરી તે જઇફ માણસમાં વેલેનતાઇનનાં કરતુકની અસર કેવી થાયછે તે જાણવાની ઇચ્છા ઉત્પન થઇ, તેથી તેણે તાંહાં અને તેજ જગા ઉપર પોતાના કામનો નમુનો દેખાડવાને અરજ કીધી. "પણ સંભાલજે. પ્યારા છોકરા, સંભાલજે," તેને વેલેનતાઇનને ફરીથી ચેતાવ્યો.

"અરે સાહેબ, એ બાબે જરા પણ ફીકર ના રાખો. નચીંત રહો," વેલનતાઇને કહ્યું.

"છોકરા," વેલનતાઇને પોતાનો સાદ એક અલાહેદી જગા જાંહાં બે શખસો જમતા હતા તાંહાંથી આવતો હોય તેમ નાખીને એક ચાકરને કહ્યું.

"જી, સાહેબ," છોકરાએ તાંહાં જઇ જવાબ દીધો.

"છોકરા," વેલનતાઇને સાંમેની બાજુ કે જાંહાં બીજા બે જણ દારૂ પીતા હતા તાંહાંથી આવાજ કાઢયો. છોકરો પોતાની ભુલ થયલી સમજી તે સાંમી તરફ ગયો અને બોલ્યો "કેમ સાહેબ, શું હોકમ?"

"છોકરા," પેહેલાના જેવો ફરી અ-વાજ કાઢયો.

“ જી, સાહેબ,” છોકરો પાછો પેહેલા
બ આગલ જઇ બોલ્યો, “ તમે બોલાવોચ॰
સાહેબ ?”

“ નહી,” એક ગ્રહસ્થ બોલ્યો “અમે
કાંઇ બોલાવતા નથી.”

“ છોકરા,” વેલનતાઇન ઓરડાને બી
જે છેડે પોતાનો અવાજ નાખી બોલ્યો. તે
તરફ બીચારો છોકરો પાછો ગયો.

“ અરે, પેલી પોરતવાઇનની બાટલી
કાંહાંછે ?” અરધે રસતે સાદ નાખી વેલેન-
તાઇન બોલ્યો.

“ બેઅદબી માફછે, સાહેબ,” છોકરો
એક ગ્રહસ્થ તરફ જોઇ બોલ્યો હું ખાત-
રીથી કહું છું કે તમે પોરતની બાટલી મં-
ગાવોછો.

“ ના ભાઇ, હમે કાંઇ પોરત પીતા
નથી.”

"છોકરા," વેલેનતાઇને જોરથી બુમ-
પાડી.

"આવ્યો સાહેબ!" તેટલાજ જોર-
થી છોકરાએ જવાબ દીધો. તે પાછો સાદની
પુઠે ગયો; અને જાંહાં સુધી વેલેનતાઇને ક-
બાન ખાંચી તાંહાં સુધી સાદની પછવાડે અહીં
તહીં ઢકેલામાં પડયો, જેથી તેનું લોહી ઉકલી
આવ્યું. તે સગડી આગલ ગયો અને ધંગા-
રનું પજરન પાડયું.

"જીમ!" વેલેનતાઇન સગડીને માં-
પેની ચીમનીમાં ઉંચે સાદ ફેંકી કહ્યું "છેક
ઉંચે જા હું રોસ્ત કરૂં છું"

"ચુપ!" વેલેનતાઇન જીમનો અવાજ
કાઢી બોલ્યો. જીમ અરધો ગુગલાઇ ગયો
હતો. "ચુપ, એટલું મોટે કેમ બોલેછે."
એ રવેશના સાદ ચીમનીમાંથી નીકલતાં

સાંભલી છોકરો ગભરાયો અને લાગલો અં-ગોઠા ઉપર ચાલી આહેસ્તે રહી બાહાર ગયો અને ધરમસગાવાલાને, તેની બાયડીને, ચાકરડી તથા બીજા નોકરો તેમજ ધરમસરામાં જેટલાં લોકો હતાં તે બધાંને બોલાવી લાંગ્યો જેઓ ઘણી સંભાલથી સઘડી આગલ ગયા જયારે વેલિનતાઇને જીમ અને જો વચ્ચે ચીમનીમાં હેઠલ મુજબની મનોરંજક વાત ચલાવી.

"જીમ આ તરફ બલતું ઘણું બલેછે; પણ તાંહાં—તે ખમાશે. તારા આખા જન્મારામાં તેં આવું જોર બલતું જોયું હતું? "ચુપરહે જરા, જો, આપણને પરસેવો એટલો થાયછે કે તેથી બલતું હવાઈ જશે."

"હું એવું પુચ્છું છું કે જેમ પેલા છોકરો ઇંગારમાં સલીઓ ભોકી જોર પેજરન પાડે છે તેમજ તેના પેતમાં પણ તે ભોકાય."

"એરે એ તો ઉલટું થાય તેની ચરબી તવાયાથી બળતું વધું જોરમાં બળે, અને આપણને દઝારી નાખે."

ધરમસરાવાળો તાંહાં આવ્યો. "હં હવે તમે સપડાયા, લુચ્ચાઓ. સબર કરો, ચુપ થાવો!" તે બોલ્યો.

"તું ચુપ થા!" ગેબી જીમ બોલ્યો.

"ઠીકકે તમારે જોઇએ ત બોલો," ધરમસરાવાળો બોલ્યો, "પણ હવે તમે સોકો છટકવાના કાંહાંછો. ચાલો નીચે આવો—સંભલાયછે કે?"

કોઇએ કાંઇ જવાબ આપ્યો નહી.

"અહીં આવ જેરી," ધરમસરાવાળો બોલ્યો, જા દોડતો કે સીપઇને બોલાવી લાવ. અને ખરેખર જેરી જેટલી ઝડપ થાય એટલી ઝડપથી દોડતો નીકલીઓ.

"રે ભામતાઓ, નીચે આવો તો સારૂં," ધરમસરાવાલો બોલ્યો.

"માફ્ફ કરો, મેરબાન સાહેબ," જીમ બોલતો હોય તેમ વેલેનતાઇને ચીમનીમાંથી સાદ કાઢયો, "તમો તો કાંઇ જબરા સાલેસાઇ અને લાયકીવાલા જણાવો છો.

જો તમો બહાર નહી આવશો તો હું તમને બંદુકે ઉરાડી મુકીશ," ધરમસરાવાલે બોલ્યો.

"પણ દારૂગોલાનું ઠેકાણું કાંહાંછે ગેબી જો બોલતો હોય તેમ વેલેનતાઇને અવાજ કીધો,

સીપાઈ આ વખત અંદર દાખલ થયો, અને તેણે સગડી નજદીક જઈ પોકાર કીધો, "ચાલો જવાન મરદો, ચાલો, મને તમારૂં કાંઇ કાંમ છે."

"અમારૂં કામછે," એક જનનો સાદ નીકળ્યો.

"પટપટારૂં છોડી દો, અને હેઠલ આવો," સીપાઇ બોલ્યો, "નહી તો સીપાઇ સાથ ચેરાં કાઢવાનો સવાદ કેવો હોયછે તેત તમને ખબરજ હશે."

"ખચીત, પણ અમને તે સવાદ મા લમ નથી."

"નહી એમ કાંઇ તેઓ ઠેકાંણે આવે નહી," સીપાઇ બોલ્યો, "લાવતો એક લાંબી ઝારૂં લાવ તો."

એક ચાકરડી સાવરણી લેવા ગઇ. એટલામાં એક બીજો સીપાઇ અંદર દાખલ થયો. તેને પેલા પેહેલા આવેલા સીપાઇએ કહ્યું "સ્મીથ, જા અને પેલી ચીમનાને મઠાલે ચઢી તાંહાં ઉભા રહે કે તે રસતે કોઇ નાહાસી જાય નહી?"

"કેમ હવે" સીપઈ હાથમાં લાંબા ઝાડ પકડી બોલ્યો, "હવે હેઠલ આવવું હોય તો આવો નહી તો આપો આપ ઉતરવું પડશે।

આ સખુનના જવાબમાં ચીમનીમાંથ ધીકાર ભરેલા હસવાનો અવાજ નીકલ્યો જે થી તે એટલો તો ઉસ્કેરાઇ ગયો કે તાબરતોબ પેલી લાંબી સાવરણી ચીમનીમાં ખોસી દીધી પણ ખોસે શું કે તાબરતોબ મેંસના ઢગલે ઢગલા તેના મોંહોં ઉપર પડયા જેથી તે તદન ગુંગલાઈ ગયો. તે ઉપરા સાપરી છીકવા અને ઠુકવા મંદી ગયો.

"કેમ સાહેબો, હવે શું કહોછો?" ચીમનીને મઠારે ચઢેલો સીપઇ બોલ્યો. "ઉપર ચઢવાનો કે નીચે ઉતરવાનો વીચાર રાખોછો? બોલો કહીદો!"

હેઠલ રહેલો સીપઈ તો દમબદમ છીક

યાજ કરે, છીંકે અને ઠુકે અને ચીમનીમાં ભરાયલા શખ્સોને સેમ ભણવામાં કાંઈ બાકી નહી રાખે. પાણી મંગાવી મોઢું સાફ કરયા પછી તે બોલ્યો "હવે એ લોકની કમબખ્તી કરૂં છુ." મારા હાથમાં આવ્યા તો પછી જોઇજ લેવો કે એમના શા હાલ થાયછે. વારૂં જોઈએ હવે તમો સમજો છો? કેમરે હેઠલ આવોછો કે હવો? ઇઆદ રાખજો કે અમે તમને છોડવાના નથી. આ છેલ્લીવાર કહુછું કે નીચે ઉતરો?"

"તું કોઇ ઘણો ભલો દેખાય છે, પણ આપણે તો હેઠલબી નહી ને ઉપરબી નહી જવાના," ચીમનીમાંથી કોઇ જવાબ દેતું હોય તેમ વેલેનતાઇને સાદ નાખ્યો.

"ઠીકછે ત્યારે જે વખત જાયછે તેમાં તારી સરકસીને માટે તને સ્વાદ ચાખવો પડશે," સીપઇ બોલ્યો.

આ સખુનના જવાબમાં વળી ચીમની માંથી કોઇના હસવાનો અવાજ નીકળ્યો જે-થી સીપઇ અને બીજા એટલા ચીરડાઇ ગયા કે તેઓએ તે ચીમની બાલીને ભસ્મ કરી નાખવાનો નકી ઠરાવ કરયો. પણ તેમ કરવા ને તેનું દીલ ચાલ્યું નહી; સબબ, તે બોધો કે ચીમનીમાં ભરાયલા ચોરો બલી મરે તો તેમની ઉપર કદાચ ખુનનું બોહોતાન આવ્યા વગર રહે નહી.

ચોરને નીચે જીવતો લાવવાને લોકો તરેહવાર ઉપાય સુચવતા હતા, તે મધે એક જણે એવું જણાવ્યું કે શેહેરમાં એક કચરા પતી પાસે ચીમની સાફ કરવાનું યંત્ર હતું કે જેની રૂહે ચીમનીમાં જે કાંઇ ભરાયું હોય તે બાહાર આવેછે. એ ઉપરથી તે કચરાપતીને તેના યંત્ર સાથ બોલાવી લાવ્યા. તેણે આવતાં-

નેવાર પોતાનાં યંત્રની તારીફમાં કાંઇ શબ્દ ઓચરયા. પછી તે યંત્ર ચીમનીને રસ્તે છેક મઠાલે સુધી ચલાવ્યું; તેથી પુષકલ મેસ ઢગલે ઢગ હેઠલ પડી. હવે આ યંત્રમાં એક ગોલ બ્રશ રહેછે તે જ્યારે મઠાલાં સુધી ઉપર ગયુ કે ચીમનીને મઠાલે ચઢી બેઠેલા સીપઇએ તેને ચોરના બાલ સમજી મજબુત પકડી બા હાર ખેંચ્યું જેથી બ્રશ યંત્રમાંથી બાહાર નીકલી આવ્યું અને તેના બાલ તુટી ગયા. તે જોઈ યંત્રવાલો એવું સમજયો કે ચોર ચીમનીને મઠાલે હતો તેથી તેણે લોકોને જલદીથી ચીમનીને મઠાલે જવા કહ્યું. લોકો જેમ તેમ બરી મુસકેલીએ ચીમનીની છેક ઉપર ચઢયા, પણ થોડાક વારમાં કંટાલી નિ-રાશ થઇ પાછા હેઠલ ઉતરયા. ઉતરતીવેલા કેટ લાક તુટી પડયા અને હાઠપગ વગરના થઈ

ગયા. એમ કરતાં સેવટે સરવે કોઇ પોત પો-
તાને ઘર તરફ ફરયા અને તાંહાં સીપઇ તથા
ધરમસરાનાં માણસો માત્ર રહયાં. તેઓએ
એવો ઉપાય કીધો કે ચીમનીનું મોઢું એક
જાડાં કનતાનથી ઢાંકી નાખ્યું કે જેથી કરી
ચોરો ચીમનીમાં ગુંગલાઇ મરે. પછી
આખી રાત સીપાઇઓ ચીમનીને મઠાલે
તથા નીચે બેઝી રહયા.

વેલેનતાઇનનો વાલી તેના કરતુક અને
પ્રાકરમ તથા ચેડાંનું પરીણામ જોઈ મનમાં
અત્યંત ગમત મેલવતો હતો. તે હસતો હસતો
કંટાલો તથા થાકી ગયો અને વેલેનતાઇન સાથ
ગાડીમાં બેઝી ઘર ગયો.

(ભાગ ૧ લો તમામ.)

---

આરયન દીપક પ્રેસ, ખેતવાડી.